# રાષ્ટ્રપતિ જવાહિર



સી. જમનાદાસની કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ

# રાષ્ટ્રપતિ જવાહિર

જીવનચરિત્ર



કિંમત ૨ આના

પ્રકાશક:
જમનાદાસ લક્ષ્મીદાસ. સી. જમનાદાસની કું. બુકસેલર્સ:
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨



આવૃત્તિ બીજી

ભારતકા ડંકા આલમમે, બજવાયા વીર જવાહિરને,
સ્વાધીન બનો, સ્વાધીન બનો, સમજાયા વીર જવાહિરને.
વહ લાલ જો મોતીલાલકા હૈ, વહ લાલ દુલારા ભારતકા,
સોતે ભારતકો હઠ કરકે, જગવાયા વીર જવાહિરને.
અંગ્રેજોકી મુગ તષ્ણામેં, લટકે થે સબ ભારતવાસી,
પુરી આઝાદીકા મંતર, શીખલાયા વીર જવાહિરને.
દે દે સ્પીચે જીંદા દીલ, કમજોરી દુર ભગાદી સબ,
રગ રગમેં ખુ આઝાદીકા, દૌડાયા વીર જવાહિરને.
ગુટી હે રાજનીતિ ઉસને, છાની હે ખાખ વિદેશીકો,
સમતા સ્વતંત્રતા કા મારગ, દીખલાયા વીર જવાહિરને.
ઈશરોશન આગ ધગધગતી હે, આઝાદીકે ઉસકે દીલમેં,
જીસસેં યુવકોંકા મુરદા દીલ, ચમકાયા વીર જવાહિરને.
નવયુવક કરોડો ભારતકે, ભૂલેથે ભોગ વિલાસોમેં,
યુવકોંકી શક્તિ કોઇ કદમ, ઉજવાયા વીર જવાહિરને.
આદર્શ ચારિત્રસે ઓ અપને, યુવકોંકા હૈ સમ્રાટ બના,
આ ઝા દી કા ઉંચા ઝંડા લહરાયા વીર જવાહિરને.
બીજલી હે વાણીમેં ઉસકી, જાદુ હે આંખોમે ઉસકી,
દેખા જીસકો એક પલભરમેં, અપનાયા વીર જવાહિરને.
ગાંધીજી આશીષ દે બોલે, ખુદ કલાર્ક બનુંગા મેં તેરા,
તબ સેહરા રાષ્ટ્રપતિકા શીર, બંધવાયા વીર જવાહિરનેં.

પ્રત ૨૦૦૦

મુદ્રક : મૂળચંદભાઇ ત્રિકમલાલ પટેલ સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ,
પાનકોરનાકા : અમદાવાદ

# પરિચય

નવયુવાનોના વ્હાલા સેનાપતિ પં. જવાહિરલાલ નેહરૂને આજે સમસ્ત ભારતના સેનાપતિ ચુંટવામાં આવ્યા છે; એ અત્યંત આનંદની વાત છે. કૃતજ્ઞ ભારતવર્ષે પોતાના તરૂણ તપસ્વીનું સૌથી વધુ સન્માન કરીને પોતાનું દુરંદેશીપણું વ્યક્ત કર્યું છે. આ સમયે દેશમાં જે જુદા જુદા આદર્શોનો સંઘર્ષ થઈ રહ્યો છે, તેનું એકીકરણ કરવા માટે તથા તેમની વચ્ચે પરસ્પર સહકાર પ્રાપ્ત કરવા માટે એક એવા પુરૂષની આવશ્યકતા હતી કે જે પોતાની સહાનુભૂતિ તથા લાગણીથી જુદા જુદા મતોને ભેગા રાખી શકે. આ સમયે આ નાજુક કાર્ય સફલતાથી પાર ઉતારે એવી પં. જવાહિરલાલ સિવાય બીજી કોઈ વ્યક્તિ જણાતી ન હતી. આથી હમો અખિલ ભારત કોંગ્રેસ કમિટી તથા સમસ્ત દેશને ધન્યવાદ આપીએ છીએ કે તેણે સમયધર્મને બરાબર સમજીને રાષ્ટ્રપતિ તરીકે જવાહિરલાલજીને ચુંટી કાઢ્યા.

જ્યારથી રાષ્ટ્રીય મહાસભા કાયમી થઇ છે ત્યારથી સ્વ. ગોખલેને બાદ કરતાં પં. જવાહિરલાલ નેહરૂ સૌથી નાની ઉમ્મરના મહાસભાના પ્રમુખ ચુંટાયા છે. આટલી નાની વયમાં રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ બીજું કોઈ થયું નથી. જવાહિર-

લાલની ઉમ્મર હાલમાં લગભગ ૪૦ વર્ષની છે; અને જ્યારે સ્વ. ગોખલે ૧૯૦૫ માં બનારસની મહાસભાના પ્રમુખ થયા હતા ત્યારે તેમની વય ૩૬ વર્ષની હતી. પં. જવાહિરલાલ જો કે હજી યુવાન છે તથાપિ તેમની યોગ્યતા, સેવા, તપસ્યા તથા ત્યાગશીલતાએ તેમને ખૂબ અનુભવી તથા દૂરંદેશી બનાવ્યા છે. મહાત્મા ગાંધીજી તેને માટે કહે છે કે "તેનામાં યૌવનને સુલભ એવી ઉગ્રતા હોવા છતાં તે પોતાના કડક અનુશાસન તથા એકનિષ્ઠા વિગેરે ગુણોથી તે એક એવો મિત્ર છે કે જેનામાં સંપૂર્ણ વિશ્વાસ મૂકી શકાય." એટલુંજ નહીં પણ મહાત્માજીએ કહ્યું છે તેમ જવાહિરલાલ વયોવૃદ્ધ ન હોવા છતાં દરેક રીતે યોગ્ય છે. તેમણે અનન્ય યોગ્યતા અને નિષ્ઠાથી વર્ષો સુધી મહાસભાના મંત્રીનું કામ સફલતાથી કર્યું છે. અત્યારે પણ બહાદૂરી, દઢ સંકલ્પ, એકનિષ્ઠા, સરલતા, સચ્ચાઈ તથા ધૈર્યાદિ ગુણોથી સમસ્ત ભારતવર્ષના નૌજવાનોનાં મન તેમણે હરણ કરી લીધાં છે. તે ખેડુત તેમજ મજૂરોના સમાગમમાં પણ આવ્યા છે. યૂરોપની રાજનીતિનો એમને સૂક્ષ્મ સ્વાનુભવ થયો છે, તે તેમને પોતાના દેશની રાજનીતિ સમજવા માટે તથા નક્કી કરવા માટે ખૂબ સહાયરૂપ થઈ પડશે.

પં. જવાહિરલાલ મહાસભાના પ્રમુખ થવાથી તેમનો તીવ્ર સ્વભાવ આગળ કરીને એંગ્લો ઇન્ડિયન પત્રોનું કહેવું છે કે "તે હજી વયમાં નાના છે તેમજ ઉગ્રસ્વભાવના પણ છે અને તેથી તેના નેતૃત્વથી કોંગ્રેસમાં ગંભીરતાનો અભાવ જણાશે." આ બીલકુલ ભ્રમયુક્ત છે; પણ આવી ટીકાઓથી પં. જવાહિરલાલ માટે વધુ સાનુકૂળ લોકમત પેદા કર્યો છે. આ કુશંકા કરવાને કિંચિત પણ કારણ નથી કે એક યુવક અનુભવના અભાવથી રાષ્ટ્ર નૌકાને નિશ્ચિત સ્થાનેથી આમ તેમ અથડાવી મારશે, એક તો જવાહિરલાલ પોતે ખુબ

અનુભવી તથા દૂરદર્શી છે અને વળી મહાત્મા ગાંધીજી જેવા વયોવૃદ્ધ તથા અનુભવી મહારથીએ તેની સાથે પૂરો સહકાર કરવાનું નક્કી કર્યું છે. મહાત્માજી તો કહી ચૂકયા છે કે હું જવાહિરલાલનો "કલાર્ક" થઈને રહીશ. વસ્તુસ્થિતિ આ છે ત્યારે રાષ્ટ્ર નૌકાને અથડાવી મારવાની વાત બીલકુલ અસંભવિત લાગે છે, કુરૂક્ષેત્રના મેદાનમાં પરમયોગી શ્રીકૃષ્ણ તો નિઃશસ્ત્ર સારથી હતા, લડવા કરવાનું કામ તો અર્જુનને માથે પડયું હતું. આવી જવાહિરલાલની નાની વયને લઇને તેના વિરોધી તેને મહાસભાના પ્રમુખ તરીકે અયોગ્ય અથવા ઇચ્છિવા યોગ્ય નથી એમ કહે છે તે વાતને બીલકુલ વજુદ આપી શકાય તેમ નથી. જ્યારે સ્વતંત્ર દેશોમાં અને ખૂદ બ્રિટનમાં પંડિતજીની વયના મનુષ્યો રાજ્યના સૌથી ઉચ્ચ પદ ઉપર નિયુક્ત થઇને રાજ્યકારભાર સુંદર રીતે સફલતાપૂર્વક કરી શકે છે, તો એવું કોઇ કારણ નથી કે જવાહિરલાલ મહાસભાના મંત્રી તરીકેનું કામ જે ચતુરાઇ, નિયમિતતા, દુરદર્શિતા તથા ખંતથી કરતા આવ્યા છે તે જોઈને કોઇપણ મનુષ્ય એમ નહીં કહી શકે કે તેનામાં શાસન ચતુરાઈ નથી. માનો કે મંત્રીના દફ્તરનું કામ ચતુરાઇથી કરવું એ એક વાત છે અને રાજનૈતિક વ્યવહારમાં ચતુરાઇ બતાવવી એ બીજી વાત છે.

અસહકારના સમયથી જે વ્યક્તિનું જીવન રાજનૈતિક શેતરંજ રમવામાં વ્યતીત થયું છે, જે વ્યક્તિએ ભારતવર્ષની બહાર ભારતના એક રાજદૂત તરીકેનું કાર્ય અત્યંત સફલતાથી કર્યું છે, જે યુવકશિરોમણી ભારતના સર્વ દલ સંમેલનના અઘરા કાર્યને પોતાની કાંધ ઉપર લઇને સદા ખુશમિજાજમાં રહે છે, તથા પ્રાંતિક કોંગ્રેસ કમિટીના સભાપતિની તેમજ ટ્રેડ યુનિયન કોંગ્રેસના પ્રમુખ તરીકેની જોખમદારી માથે

લઇને જરાપણ ગભરાટ બતાવ્યો નથી એવા નરરત્નને પોતાની જોખમદારી ન સમજે એવો માનવો એ પોતાની મૂર્ખતા તથા અજ્ઞાનતાનો પરિચય કરાવવા બરાબર છે."

જે લોકોએ પં. જવાહિરલાલને કામ કરતા જોયા છે, જે પંજાબની 'મારશીયલ લૉ'ની શાસનપદ્ધતિ પછી તે પદ્ધતિના દુષ્કૃત્યોથી તથા તે પ્રાંતની સ્થિતિથી પરિચિત છે, જે લોક એ સમજે છે કે પં. જવાહિરલાલે ડાયર તથા ઓડવાયરના દુષ્કૃત્યોને કેટલી દઢતા તથા ચતુરતાથી વખોડી કાઢયાં છે, અને જે લોક એ જાણે છે કે હંટર કમિટીના ભારતના સભાસદો સમક્ષ પંજાબના ખૂની અત્યાચારો ખૂલ્લા પાડયા છે, એ લોકોની દષ્ટિમાં પં. જવાહિરલાલને અનુત્તરદાઇ કહેનાર મનુષ્ય પોતેજ કોઇ પણ રીતે જવાબદાર વ્યક્તિ છે એમ કહી ન શકાય.

પં. જવાહિરલાલ હાલમાં ટ્રેડ યુનિયન કોંગ્રેસના પ્રમુખ છે. આવી રીતે રાષ્ટ્રની મજૂર ચળવળ તથા ભારતની સ્વતંત્રતાની ચળવળ એકજ જગ્યામાં કેંદ્રિત થવાની ખાસ આવશ્યકતા હતી. રાષ્ટ્રની રાજનૈતિક ચળવળ સફળ થવાને માટે આ બન્ને ચળવળો એક બીજાને મદદરૂપ થઇને આગળ વધે એ ઘણું જરૂરી છે, ફક્ત આટલુંજ નહીં પણ દેશની યુવકપ્રવૃત્તિ પણ પં. જવાહિરલાલના પક્ષમાં છે. કોંગ્રેસ તેમજ યુવકઆંદોલન બન્નેની પ્રવૃત્તિને એકત્રિત શક્તિ તેની સાથે છે. તેઓ યુવક સંઘોના સ્થાપનાર તેમજ માર્ગદર્શક છે. હિંસામાં પ્રવૃત્ત રહેતા યુવકોના કાર્ય પ્રત્યે પોતે સહાનુભૂતિ ન બતાવતાં છતાં પોતે તે યુવાનોને બીજે માર્ગે રાષ્ટ્ર સંગઠનના માર્ગમાં દોરવી લઇ જવાને શક્તિવાન છે. સરદાર ભગતસિંગ તથા દત્તે અસેમ્બ્લીમાં જ્યારે બોંબ ફેંકયો

ત્યારે તેમના કાર્યથી વિરૂદ્ધ પડીને પણ તેમના સાહસની પ્રશંસા કરી હતી અને આવી ઘટનાઓ બાબતમાં લોકમતનો પડઘો પાડયો હતો. આ સ્થિતિમાં જ્યારે દેશના યુવાનોમાં ચેતનના તથા શૌર્યના ફૂવારા ઉડી રહ્યા છે તે વખતે પં. જવાહિરલાલ જેવા તરૂણ સિવાય બીજા કયા મનુષ્યના હાથમાં ચાલુ વર્ષની રાષ્ટ્રીય મહાસભાના સંચાલકનું કાર્ય સોંપી શકાય?

# રાષ્ટ્રપતિ જવાહિર

## વંશ અને જન્મ

પંડિત જવાહિરલાલ નેહરૂ કાશ્મીરના બ્રાહ્મણ છે. તેમનો જન્મ અલાહાબાદમાં તા. ૧૪ નવેમ્બર સને ૧૮૮૯માં થયો હતો. માતાપિતાના તે એકમાત્ર પુત્ર છે. તેઓના પિતાશ્રી પં. મોતીલાલ નેહરૂને આ સમયે આખું ભારતવર્ષ નહીં પણ આખી દુનીઆ જાણે છે. પં. મોતીલાલજીની માફક બીજા કોઈ પણ મહાસભાના પ્રમુખને આ સૌભાગ્ય પ્રાપ્ત નથી થયું કે પિતાની પછીજ તેના પુત્રે મહાસભાનું પ્રમુખપદ મેળવ્યું હોય, અને તે પણ પિતાની નજરમાંજ. પંડિત મોતીલાલજીનું આ સૌભાગ્ય ખરેખર અભિનન્દનને યોગ્ય છે. જે સમયે પંડિત મોતીલાલજી સંયુક્ત પ્રાંતમાં આગળ પડતા ધારાશાસ્ત્રી હતા તે સમયે એમની વકીલાત ખૂબ સરસ ચાલતી હતી, રૂપિઆનો વર્ષાદ વરસી રહ્યો હતો અને તે વખતે તેમનું નિવાસસ્થાન આનંદભવન એક ગવર્નરના કિલ્લાને પણ મહાત કરતો હતો. તે દિવસોમાં પંડિત જવાહિરલાલજીનો જન્મ થયો હતો. કહેવાય છે કે તેમનું ફૂલની માફક જતન કરવામાં આવતું

હતું અને ખૂબજ કાળજીથી તેમને મોટા કરવામાં આવ્યા હતા. જે પિતાનાં વસ્ત્ર દર અઠવાડીએ પૅરીસથી ધોવાઇને આવતાં હતાં તેમના એકના એક પુત્રને ખૂબ લાડથી ઉછેરવામાં આવ્યા હોય એમાં કાંઇપણ આશ્ચર્ય નથી. અંગ્રેજીમાં એક કહેવત છે કે લાયક પિતાનો પુત્ર પણ લાયકજ પેદા થાય છે, (Worthy son of a Worthy father) આ કહેવતનું પં. જવાહરલાલજી એક જ્વલંત દૃષ્ટાંત છે, અને તેમને માટે એટલું કહેવું પણ યોગ્ય છે કે તે "દેશની આશા. છે."

## શિક્ષણ

પંડિત જવાહરલાલજીનું પ્રારંભિક શિક્ષણ ગૃહાંગણેથી શરૂ થયું હતું. તેઓ ઇંગ્લંડની કૅમ્બ્રિજ યુનિવર્સિટીના એક ગ્રેજ્યુએટ (એમ. એ.) છે, અને બેરીસ્ટરની પરીક્ષા પણ તેમણે પસાર કરી છે. તેમનું વિદ્યાર્થી જીવન ઘણું ખરૂં વિલાયતમાંજ વ્યતીત થયું છે. તેઓ જ્યારે વિલાયતમાં અભ્યાસ કરતા હતા ત્યારે તેમનું માસીક ખર્ચ પાંચ છ હજારથી ઓછું ન હતું. અહીં આગળ અંગ્રેજી કુશળ શિક્ષકો મારફત અંગ્રેજીનું સારૂં જ્ઞાન સંપાદન કરીને તેઓ વિદ્યાભ્યાસ વધારવા અર્થે વિલાયત ઉપડયા. ત્યાં આગળ હૅરો સ્કુલ (Harrow School) કે જ્યાં મોટા મોટા લૉર્ડ લોકોના બેટાઓ અભ્યાસ કરે છે ત્યાં આગળ શિક્ષણ શરૂ કર્યું. ઈંગ્લાંડમાં ઇટન (Eton) અને હૅરો એ બે સ્કુલ શિક્ષણને માટે સુપ્રસિદ્ધ છે. જેવી રીતે હિંદુસ્તાનમાં આગ્રામાં મેયો (Mayo) કૉલેજ પ્રસિદ્ધ છે તેવી રીતે બલ્કે તેથી પણ વિશેષ ઈંગ્લાંડમાં આ બે નિશાળો પ્રસિદ્ધ છે. એમાં મોટા મોટા કુટુંબોના પુત્રો શિક્ષણ લે છે; બીજાઓ આ સ્કુલોનો ખર્ચ પણ ઉપાડી શકે તેમ નથી. પં. જવાહિરલાલ

આ સ્કુલમાં શિક્ષણુ લેતા હતા. ત્યાર પછી કૅમ્બ્રિજની ટ્રિનીટી કૅાલેજમાં અભ્યાસ આગળ વધાર્યો અને ત્યાંથી 'નેશનલ સાયન્સ'માં બીજા વર્ગમાં પરીક્ષામાં ઉત્તીર્ણ થઇને ડિગ્રી પ્રાપ્ત કરી ત્યારબાદ તેમણે ઈનર ટેમ્પલ (Inner Temple) માંથી બૅરીસ્ટરની પરીક્ષા પસાર કરી; અને ઇસ્વી સન્. ૧૯૧૨ માં હિંદુસ્તાન પાછા ફર્યા.

## બૅરીસ્ટરપણું

પંડિત જવાહિરલાલ વિલાયતથી બૅરીસ્ટરની પરીક્ષા પાસ કરીને હિંદુસ્તાન પાછા ફર્યા પછી અલાહાબાદમાં બૅરીસ્ટર તરીકે પ્રૅકટીસ શરૂ કરી દીધી. પ્રતિભાયુક્ત પિતાના પુત્રની પણ પ્રતિભા ચમકી ઉઠી. બૅરીસ્ટર તરીકેની 'પ્રૅકટીસ' ખૂબ સરસ ચાલવા લાગી. સને ૧૯૧૩ થી ૧૯૨૦ સુધી બૅરીસ્ટરપણું કર્યું, પણ ભાગ્યમાં કંઈ બીજું જ લખેલું હતું. તુરતજ સને ૧૯૨૦ની સાલમાં આખા દેશમાં મહાત્મા ગાંધીજીની જયહાક પ્રસરી રહી અને દેશભરમાં અસહકારની ચળવળ ફેલાઇ ગઈ. મહાત્મા ગાંધીજીના વ્યક્તિત્વની તથા કાર્યક્રમથી જવાહિરલાલના દેશભક્તિપૂર્ણ હૃદય ઉપર ખૂબ પ્રભાવ પડયો, વિલાયતી રંગમાં રંગાએલ પિતાનો પુત્ર ગાંધીજીના પક્કા શિષ્ય બની ગયા અને ચાલુ બૅરીસ્ટરપણા ઉપર લાત મારીને તેને છોડી દીધું.

## કુટુંબ

પંડિત જવાહિરલાલનાં પૂજ્ય માતા હાલ હયાત છે, જવાહિરલાલના લગ્ન સને ૧૯૧૬ ના ફેબ્રુઆરી માસમાં લખનૌના સુપ્રસિદ્ધ વકીલ પં. જગતનારાયણુજી મુલ્લાની પુત્રી શ્રીમતી કમલા નેહરૂની સાથે થયાં હતાં. તેમને એક પુત્રી છે. તેનું નામ ઈંદુમતિ છે. આ પુત્રીનો જન્મ એવે સમયે થયો હતો કે

જે વખતે પં. જવાહિરલાલ હાલની ધૂન તથા લાગણીથી દેશ ભક્તિમાં ચકચૂર થયા નહતા. કન્યાની ઉમ્મર હાલમાં ૧૨ વર્ષની છે, જવાહિરલાલની પ્રખર દેશભક્તિને સબબે તેમની નાજુક પત્નીની દશા વધુ દયાજનક છે, જ્યારે જવાહિરલાલ દેશકાર્યને અર્થે દેશમાં જ્યાં ત્યાં ફરતા હતા તથા જેલ જતા હતા ત્યારે તે તેની આ પુત્રી સાથે પોતાનો વખત આનંદમાં વ્યતીત કરી રહી હતી. આ તેની એકજ પુત્રીની સાથે દીવસો નિર્ગમન કરીને ઇશ્વર સમક્ષ પોતાના પ્રિય પતિની કુશળતા ઇચ્છવામાં સમય ગાળતી હતી. બે વર્ષ ઉપરજ પતિની શુભ ચિંતામાંને ચિંતામાં તેને ક્ષયનો જીવલેણ વ્યાધિ લાગુ થયો હતો, એક બાજુ પં. જવાહિરલાલ જેલ જતા હતા ત્યારે બીજી બાજુ પતિને માટે પ્રાણ અર્પનારી ક્ષયરોગમાં પટકાઇ પડી હતી. છેવટ જયારે જવાહિરલાલ જેલમાંથી છુટીને આવ્યા તથા અસહકારની હીલચાલમાં કાંઇક શિથિલતા આવી ત્યારે તે પોતાની ધર્મપત્નીને લઇને એક વર્ષ સ્વિટઝરલંન્ડ રહ્યા, જ્યારે તેની તબીયત સુધરી ત્યારે તેઓ હિંદુસ્તાન પાછા ફર્યા. તેમની નાની બ્હેનનું નામ કૃષ્ણાકુમારી નેહરૂ છે. તેણે પાશ્ચાત્ય દેશમાં ખૂબ ભ્રમણ કર્યું છે, અને હાલમાં અલાહાબાદમાં થિયોસોફીકલ સ્કૂલમાં કંઈ પણ પગાર લીધા વિના શિક્ષિકા તરીકે કામ કરે છે. તે હિંદી સારૂં લખી જાણે છે, તેના કેટલાક સુંદર લેખો 'સુધા' માસિકમાં છપાયા છે, ભાષણ પણ તે ઘણી સરસ રીતે કરી શકે છે, યુ. પી. ની લખનૌની પ્રથમ યુવક કોન્ફરન્સમાં તેઓ એકજ સ્ત્રી પ્રતિનિધિ હતાં, અને તેમનાજ મનનીય વિચારયુક્ત ભાષણથી સ્ત્રીઓ માટે લગ્નવય ઓછામાં ઓછી ૧૮ વર્ષની રાખવાનો ઠરાવ પસાર થયો હતો. તેમની મોટી બ્હેનનું નામ સ્વરૂપકુમારી

નેહરૂ છે, તે પણ હિન્દી ભાષાનાં ખૂબ પ્રેમી છે.

## સાર્વજનિક જીવન

**જ્યારથી** પં. જવાહિરલાલે અભ્યાસ કરવાનું તથા લખવા વિગેરેનું કાર્ય છોડી દીધું ત્યારથી તેઓ સાર્વજનિક તેમજ દેશસેવાના કાર્યમાં લાગી ગયા છે. ત્યારથી તે દેશસેવાની ધૂનમાં લાગી રહ્યા છે અને રાજકીય ચળવળમાં અને ખાસ કરીને કોંગ્રેસમાં ભાગ લેતા રહ્યા છે. સને ૧૯૧૭ ની મીસીસ બીસાન્ટની હોમરૂલની ચળવળમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો અને પોતે હોમરૂલ લીગના સભાસદ પણ થયા હતા. સને ૧૯૧૯ ના ઉનાળામાં તેમણે અયોધ્યાના ખેડૂત ચળવળમાં ભાગ લીધો હતો, આ ચળવળ ખૂબ જોરથી આગળ ધપી અને છેવટમાં 'ટેનેન્સી લૉ'માં ફેરફાર કરાવ્યા પછીજ બંધ પડી. આજ સાલમાં અલાહાબાદથી પ્રસિદ્ધ થનારા હિન્દી-અંગ્રેજી દૈનિક પત્ર 'ઇન્ડિપેન્ડન્ટ'ના એક ડાયરેક્ટર પણ તેમને નીમવામાં આવ્યા હતા. તે સમયમાંજ પંજાબમાં સુવિખ્યાત જલીયાનવાલા બાગમાં હત્યાકાંડ થયો હતો, સમસ્ત પંજાબમાં ડાયરશાહીનો નગ્ન નાચ કરવામાં આવ્યો હતો, 'માર્શલ લૉ' પ્રસિદ્ધ થયા બાદ પં. જવાહિરલાલ પણ પંજાબ ગયા અને રાષ્ટ્રીય મહાસભા તરફથી થનારી તપાસમાં પૂરો ભાગ લીધો. સને ૧૯૨૦ માં અફઘાનિસ્તાનના પ્રતિનિધિ શાન્તિ સંમેલન ( Peace Conference )ને માટે મસૂરી આવવાના હતા તે વખતે પં. જવાહિરલાલ ત્યાં હતા, સરકારે તેમને અફઘાન પ્રતિનિધિને મળવાની મનાઇ કરી પણ તેઓ તેવી આજ્ઞાને તાબે થાય તેમ હતું નહીં; તુરતજ તેમણે સરકારની તે આજ્ઞાનો ઇન્કાર કર્યો. સરકારે તેમને મસૂરીની બહાર ચાલ્યા જવાનું ફરમાવ્યું.

ખરી રીતે પં. જવાહિરલાલને પ્રતિનિધિઓ ઓળખતા પણ ન હતા અને તેમને ખાસ મળવા માગતા પણ હતા નહીં પણ માત્ર સિદ્ધાંતને ખાતર તેમણે સરકારના ફરમાનનું ઉલ્લંઘન કર્યું હતું. થોડા દિવસ પછી મસૂરીની બહાર જતા રહેવાનું તેમની સામેનું સરકારનું ફરમાન દૂર કરવામાં આવ્યું એટલે તેઓ મસૂરી છોડી ગયા.

## અસહકારની ચળવળ

જોકે જવાહિરલાલ શરૂઆતથીજ દેશના સાર્વજનિક કામ કાજમાં ભાગ લેતા હતા પણ પોતાના મનની મુરાદ દરેક રીતે બર લાવવા માટે અસહકારની ચળવળમાં તેમને સુયોગ પ્રાપ્ત થયો. દેશભક્તિની આગ તેમના દિલમાં શરૂઆતથીજ ભભુકતી હતી પણ તેનો ભડકો થવા માટે માત્ર થોડી હવાની જરૂર હતી, આ જાતની હવા તેમને અસહકારના ચળવળથી મળી ગઇ, ત્યારથી તેઓ ગાંધીજીના પાકા શિષ્ય બની ગયા. દેશના આગળ પડતા કાર્યકર્ત્તાઓમાં તેમની ગણતરી થવા લાગી. હાલમાં તેઓ એક આગળ પડતા નેતા કહેવાય છે. અસહકારના જન્મથીજ તેમનો સંબંધ તેની સાથે બહુ નિકટ છે. પુત્રના થયેલા પરિવર્તનથી પિતામાં પણ ફેરફાર થઈ ગયો. જવાહિર સાથે પં. મોતીલાલજીએ પણ અસહકારમાં ઝુકાવ્યું અને તુરતજ મહાત્માજીના મુખ્ય અનુયાયિઓમાં તેમની ગણના થવા લાગી. આવાં દૃષ્ટાંત બહુ ઓછાં મળે છે કે જેમાં પુત્રે પિતાને જીવનનો માર્ગ બતાવ્યો હોય. અસહકારના યુગમાં જેઓને એમને મળવાનો, એમનું ભાષણ સાંભળવાનો, એમની સાથે રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે તેઓ તેમના દેશભક્તિભર્યા વિચારો તથા ગહન ભાવો સમજી શકે છે. આ સંબંધમાં તેમણે આગ્રાની

રાજકીય પરિષદમાં ભાષણ આપતાં કહ્યું હતું કે "જ્યારે હું વિલાયતમાં અભ્યાસ કરતો હતો ત્યારે મ્હારા દેશની ગુલામીનો વિચાર કરતાં કરતાં અનેક પ્રકારના મનસુબા કર્યા કરતો હતો કે 'એવો આનંદનો' દિવસ ક્યારે આવશે કે જ્યારે હું દેશની ગુલામી દૂર કરવાને માટે ખડે પગે તૈયાર હોઇશ." આ ભાવો ઉપરથી બરાબર સમજી શકાય છે કે પં. જવાહરલાલ ઈંગ્લંડમાં જે શિક્ષણ લઈ રહ્યા હતા તથા અભ્યાસ કરી રહ્યા હતા તે હાલના આપણા યુવકોની માફક ગુલામીનો પાઠ નહેતા ભણતા પરંતુ દેશની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો પાઠ ભણતા હતા. સને ૧૯૨૧ ની સાલમાં તેમને પહેલી વખત ૬ માસ માટે જેલમાં જવું પડ્યું. ત્રણ મહિના પછી તેમને મુક્ત કરવામાં આવ્યા પણ થોડાજ અઠવાડીયામાં ફરીથી તેમને પકડવામાં આવ્યા અને બીજી વખત માટે ૧ વર્ષ ૬ માસ જેલમાં મોકલાવી આપ્યા. પણ છ માસ પછી બીજા રાજકીય કેદીઓ સાથે તેમનો પણ છુટકારો થયો. જ્યારે જ્યારે તેમને ગિરફતાર કરવામાં આવ્યા હતા ત્યારે ત્યારે તેમના મુખ ઉપર શોકની લાગણી જેવું કાંઇ પણ જણાતું હતું નહીં બલ્કે આવનાર કષ્ટની તેઓ બીલકુલ પરવા કરતા નહીં. સાચું છે કે જેવી રીતે એક બાલક મીઠાઇ જોઇને જેવું ખુશ થાય છે તેવી રીતે વીર પુરૂષ દુઃખ જોઇને આનંદ માણે છે. તુલસીદાસજીનું કહેવું અહીં કેટલું યોગ્ય જણાય છે કે "**प्रसन्नतां या न गताऽभिषेक स्तथा न मम्ने वनवास दुःखतः**" પંડિત જવાહિરલાલના શિરપર રોમન મહાપુરૂષ જુલીયસ સીઝરનું આ વચન અંકિત છે કે "દુઃખ અને હું બન્ને સાથે પેદા થયા છીએ અને હું દુઃખનો મોટો ભાઇ છું." પં. જવાહિરલાલનું હૃદય પણ

કષ્ટના માર્ગ ઉપર ચાલતી વખત ઘણું પ્રસન્ન રહે છે. સને ૧૯૨૧ માં જ્યારે પોલીસ તેમની ગિરફતારી કરવાજ આવી છે એવા સમાચાર તેમને મલ્યા ત્યારે તેમની પાસે જે બે-ચાર મિનિટ ફાજલ હતી તે દરમ્યાન કાર્યકર્તાઓના જે પત્રો આવ્યા હતા તેનો પ્રત્યુત્તર આપવામાં તે સમયનો ઉપયોગ કરવાનું તેમને યોગ્ય લાગ્યું.

સને ૧૯૨૩ ના અંતમાં જ્યારે નાભામાં અકાલીઓનો સત્યાગ્રહ પુર જોસમાં ચાલી રહ્યો હતો તે સમયે તેઓ અકાલીઓની સાથેનો સરકારનો વ્યવહાર જાતે જોવાને ગયા. નાભા રાજ્ય તરફથી તેમને હુકમ કરવામાં આવ્યો કે તેઓએ નાભા રાજ્યની હદ તુરતજ છોડીને ચાલ્યા જવું. પણ તેમણે તો તે ફરમાનનું ઉલ્લંઘન કર્યું, આથી તેમને પકડવામાં આવ્યા તથા ૬ મહિનાની તેમને જેલ મળી. એક બીજા ખટલામાં પણ તેમને લાંબી સજા થઇ હતી પણ બન્ને સજાઓ માફ કરવામાં આવી હતી.

દરેક રીતે સુખસાહેબીથી રહેવાવાળા, મખમલના ગાદલામાં પોઢવાવાળા તથા રાજશાહી ઠાઠમાઠથી ઉછેરવામાં આવેલ પં. મોતીલાલજીના એકના એક યુવાન કુમાર આટલાં બધાં કષ્ટ સહન કરવાને કેમ તેયાર થઇ ગયા ? પોતાના આનંદભુવનના સાંસારિક આનંદો છોડીને તેને લાત મારીને જ્યાં ત્યાં ટાઢ, તડકો, ગરમી અને વર્ષામાં ફકીરી લઇને તથા રાજદ્વારી ક્ષેત્રનાં બધાં દુઃખો સહન કરીને પોતાને માથે સર્વ પ્રકારની બલાઓ ઓઢીને દેશસેવાના કાર્યમાં અગ્રગણ્ય ભાગ લેવો એ વીરલાઓજ કરી શકે. ખરેખર પં. જવાહિરલાલ એક શુદ્ધ ચળકતું જવાહિર છે. તેમના જીવનનો એક માત્ર ઉદ્દેશ સ્વતંત્રતા છે. તેને માટે તેમણે પોતાનું

સર્વસ્વ દેશને અર્પણ કરી દીધું છે. તેમનામાં દેશભક્તિની આગ એટલી જ્વલંત છે કે તેમાંથી નીકળતા દેશભક્તિના ભડકા આખા દેશને દેશભક્તિથી સળગાવી મૂકશે. આવા નરરત્ન માટે ભારત જેટલું કરે તેટલું ઓછું છે. શરૂઆતથી આજ સુધી તેઓ દેશસેવામાં અગ્રેસર રહ્યા છે. સને ૧૯૨૩ થી આજ સુધી ( માત્ર ૧૯૨૫–૨૭ માં પોતાની પત્નીને દવાદારૂ અર્થે વિલાયત લઇ ગયા હતા તે બાદ કરતાં) તેઓ રાષ્ટ્રીય મહાસભાના જનરલ સેક્રેટરી છે.

આ ઓદ્ધા પરથી તેઓએ જે સુંદર કાર્ય કર્યું છે તે હજારો મુખોથી પ્રસંશાને પામ્યું છે. હાલમાં વાઇસરોયે જાહેર કરેલા ઢંઢેરાના ઉત્તરમાં હિંદુસ્થાનના સર્વ પ્રસિદ્ધ નેતાઓની સહીવાળી એક યાદી પ્રસિદ્ધ થઇ હતી જેમાં પં. જવાહિરલાલની પણ સહી હતી, પણ યાદી ઉપર સહી કર્યા પછી તેમને એ બાબત પોતાના માન્ય સિદ્ધાંતોની વિરુદ્ધ જણાઇ જેથી કરીને પોતે કોંગ્રેસના સેક્રેટરી પદનું રાજીનામું આપી દીધું. કોંગ્રેસની વર્કીંગ કમિટીમાં તેમના રાજીનામા ઉપર વિચાર કરવામાં આવ્યો. મિટિંગમાં એક ઠરાવ દ્વારા તેમના રાજીનામાના ' સ્પિરીટ 'ની પ્રસંશા કરવામાં આવી અને તેમને પોતાનું રાજીનામું પાછું ખેંચી લેવાને માટે વિનંતી કરવામાં આવી જે ઉપરથી તેમણે પોતાનું રાજીનામું પાછું ખેંચી લીધું. હાલમાં પં. જવાહિરલાલ લાહોર મહાસભાના પ્રમુખ ઉપરાંત કોંગ્રેસના જનરલ સેક્રેટરી પણ છે; તેમના કારભારનો બોજો ઓછો કરવાને માટે લાહોર મહાસભા સુધી ડૉ. અન્સારીએ જનરલ સેક્રેટરીનું કામ સંભાળ્યું હતું. સને ૧૯૨૩ તથા સને ૧૯૨૭ માં તેઓ

હિંદુસ્થાન સેવાદળના પ્રમુખ, ડિસેમ્બર ૧૯૨૭ માં રિપબ્લિક કોન્ફરન્સ મદ્રાસના પ્રમુખ તથા ડિસેમ્બર ૧૯૨૮ માં ટ્રેડ યુનિયન કોંગ્રેસના સભાપતિ નીમાયા હતા. સને ૧૯૨૭ની મદ્રાસની રાષ્ટ્રીય મહાસભામાં પૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ તેમનાજ પ્રસ્તાવથી પસાર કરવામાં આવ્યો હતો. આ કોંગ્રેસમાં તેમનું તેજ એટલું બધું ઝળકી ઉઠયું કે તેને પં. જવાહિરલાલની કોંગ્રેસ કહીએ તો ખોટું નહીં. નવેમ્બર ૧૯૨૭ માં તેઓ થોડા સમય માટે રૂશીયા ગયા હતા. જ્યાં તેઓએ સોવીએટ રિપબ્લિકના દશમા વાર્ષિક ઉત્સવમાં ભાગ લીધો હતો. સને ૧૯૨૮ ની સાલમાં સામ્રાજ્ય વિરોધિની સભા મારફત બોલાવવામાં આવેલ આંતર રાષ્ટ્રીય કોંગ્રેસમાં તેઓ ભારતના કોંગ્રેસના એક પ્રતિનિધિ તરીકે ગયા હતા, ત્યાંથી તેઓ રૂશીયા ગયા હતા અને બોલ્શેવિઝમના અનુયાયી થઇને પાછા ફર્યા હતા, એટલુંજ નહીં પણ દુનિયામાં ખૂબ આગળ વધેલા દેશોમાં ભ્રમણ કરીને વર્તમાન સ્થિતિનો સરસ પ્રત્યક્ષ અનુભવ તેમણે પ્રાપ્ત કર્યો છે. તેઓ સામ્રાજ્ય વિરોધિની સભાના કાર્યવાહક કમિટીના એક સભાસદ પણ છે. પૂર્ણ સ્વાધીનતાના પ્રસારને અર્થે સપ્ટેમ્બર ૧૯૨૮ માં તેમણે સ્વાધીનતાસંઘ સ્થાપન કર્યો; જેમાં તેઓ આગળ પડતા છે, તેમનાજ પ્રયત્નોથી આ ભારતીય સ્વાતંત્ર્ય સભા અસ્તિત્વમાં આવી છે.

## વિચાર અને સ્વભાવ

પંડિત જવાહિરલાલ વિચારોમાં સામ્યવાદી (Socialist), રાજનીતિમાં પૂર્ણ સ્વતંત્રતાવાદી અને ક્રિયામાં મહાત્માજીના શિષ્ય છે. તેઓ આદર્શવાદી છે. તેઓ તરફ યુવકોની

સહાનુભૂતિ તથા યુવકોનું બળ છે. તેમની નિઃસ્વાર્થ દેશભક્તિ, રાજનીતિજ્ઞતા તથ પ્રચંડ સંગઠન શક્તિએ સર્વના ઉપર અંસર કરી છે. તેમનો એક વિશેષ સદ્‌ગુણ કર્મશીલતા છે.

તેઓ ફક્ત કર્મના અધિકારી છે. તેઓ વાતો બહુ થોડી કરે છે પણ કાર્ય વિશેષ. વ્યર્થ વાદવિવાદમાં તેઓ કદી પડતા નથી. તેમના જીવનનો મૂલમંત્ર " **कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाचन** " એજ છે. તેમને સિદ્ધાંત તરીકે "કર્મજ જીવન પ્રાણ, કર્મજ માતૃભૂમિનું માન, કર્મમાં પરમાત્મા વસે છે, કર્મને માટેજ બલિદાન " માની લીધું છે. તેઓ હિંદુઓના આ વિશ્વાસને સારી રીતે સમજ્યા છે કે "આ કર્મભૂમિ છે. કર્મ કરવાને માટે જ જન્મ લીધો છે. નહીં કે ભોગવિલાસ ભોગવવા માટે." એટલે સુધી જોવામાં આવ્યું છે કે કોઈ કોઈ વખત જ્યારે કોંગ્રેસ કમિટીની મીટીંગો તેમના આનંદભવનમાં મળી હતી ત્યારે તેમને એમ લાગ્યું હોય કે મીટીંગમાં તેમની હાજરીની ખાસ જરૂર નથી ત્યારે તેઓ સભાસદોની સામાન્ય સેવામાં પણ લાગી જતા હતા. કાર્ય કરતા રહેવાની પ્રબલ ઇચ્છા તેમના હૃદયમાં છે. એક મિનિટ પણ નકામા બેસી રહેવું તેમ જ એક ક્ષણ પણ આળસમાં નકામી ગુમાવવી તેમને માટે અસહ્ય છે. દિવસનું સાધારણમાં સાધારણ કામ પણ તેઓ એટલી સાવધાની અને લાગણીથી કરે છે જાણે કે કોઇ રાષ્ટ્રના ભાગ્યના ફેંસલાનું કામ કરતા હોય. તેઓ એક નાનો પત્ર પણ લખે છે ત્યારે એ ધ્યાન આપે છે કે અક્ષર બરાબર લખાયા છે કે નહીં તેમજ ક્યાંઈ ડાઘાડુઘા તો પડ્યા નથી? તેમનું માનવું છે કે જે મનુષ્ય પોતાની દરરોજની નાનામાં નાની બાબતો ઉપર તથા કર્તવ્યપાલનમાં સાવધાન, ઉદ્યમશીલ

તથા ઉત્સાહી રહે છે તેજ મનુષ્ય મનુષ્ય કહેવા યોગ્ય છે, જે લોકો એમ સમજે છે કે નાનાનાના કાર્યમાં આટલી સાવધાની તથા ચીવટ રાખવાની શી જરૂર છે, જ્યારે કોઈ મોટું તથા જવાબદાર કાર્ય ઉપસ્થિત થશે ત્યારે બહુ સંભાળ પૂર્વક કરીશું" તે તેમની મોટી ભૂલ છે. જે લોકો નાનીનાની બાબતોમાં બેદરકાર છે તેમની પાસે મોટી વાતો આવતી પણ નથી અને આવે છે તો તેમાં તેઓ નિષ્ફળ નીવડે છે. પં. જવાહિરલાલને તમો મોટા કાર્યને માટે જેટલા ઉત્સાહી જોશો તેટલા જ ઉત્સાહી તેઓ નાના કાર્યપરત્વે પણ દેખાશે. પં. જવાહિરલાલ એક વીર સૈનિક તથા ચતુર સેનાપતિ છે. તેઓ નવશક્તિના સૂચક નવયુવક છે. તેમને માટે તરૂણ શક્તિયુક્ત હૃદયોમાં ખૂબ સન્માન છે. ભારતવર્ષની યુવક ચળવળમાં તેમણે મુખ્ય ભાગ ભજવ્યો છે. તે યુવકોના સરદાર માત્ર નહી શ્રૃંગાર પણ છે. તે ભારત માતાની ગોદમાંના એક ચળકતા જવાહિર છે. તેમના હૃદયમાં દેશ પ્રેમનો દીપ-મણી પ્રકાશિત છે. તેને માટે સ્નેહ (તેલ) વીગેરે કોઈ પણ સાધનની જરૂર પડતી નથી. તેમની દેશ-પ્રેમ રૂપી જયોત વધતી નથી તેમ જ ઓછી થતી નથી.

આ જયોત વાયુના ઝોકથી કદી ઓલવાતી નથી પણ હંમેશ સરખીજ બળ્યા કરે છે. આ દેશપ્રેમરૂપી મણી દરેક હૃદયમાં જોવામાં નથી આવતો આ તો તપશ્ચર્યાથી દેવતાઓ સાનુકુળ થવાથી જ પ્રાપ્ત થઇ શકે છે. તેમની દેશપ્રેમરૂપી જયોતિ ગેસ-લાઈટના જેવી નથી કે તે જ્યારે સળગે ત્યારે તેના બાહ્ય તેજથી આસપાસવાળાને અંધ બનાવી દે. તેમની

દેશપ્રેમરૂપી જ્યોત કાંઇ જનતાની પ્રશંસાથી કેટલાક સમય રહેવાવાળી તથા પ્રશંસા ઓછી થતાં ઠંડી પડી જાય તેવી નથી. પં. જવાહિરલાલ દેશના અતિ બળવાન દળ નવયુવાનોના પ્રતિનિધિ છે, તેમનું ધ્યેય પૂર્ણ સ્વતંત્રતા છે. હાલમાં તેમનું માન દેશના મોટામાં મોટા નેતાના જેટલું જ છે. દિવસેદિવસે તેમાં અભિવૃદ્ધિ થતી રહે છે, તેમનું આટલું જલદી જનતામાં એક નેતા તરીકે પ્રસિદ્ધ થવાનું કારણ માત્ર તેમનું હૃદય દેશભક્તિના ભાવોથી ખૂબ ખૂબ ભરેલું છે. તેમની વીરતા તથા ઉત્સાહ એકદમ ઉછળી નથી પડતાં પણ ગંગાના પ્રવાહની જેમ ચાલુ જ રહે છે. જ્યારથી તેમણે રાજનીતિના ક્ષેત્રમાં ઝંપલાવ્યું છે ત્યારથી જ તેઓ અનન્ય ભાવથી હંમેશા કામ કરી રહ્યા છે.

પં. જવાહિરલાલ નેહરૂનું શરીર તો બ્રાહ્મણનું છે પણ મન ક્ષત્રિયનું છે. લડાઇના મેદાનનો ખ્યાલ, ભીષણ સંગ્રામની કલ્પના અને સંગ્રામમાં પોતાના કર્તવ્યપાલનની લાલસા વિગેરે વિષયો એવા છે કે જેથી તેમને બીજું કાંઇ પ્રિયતર નથી. વીરતા એમના રગેરગમાં વ્યાપી રહી છે. દેશની સમક્ષ ભલેને ઉગ્રમાં ઉગ્ર અને વિશેષ બલિદાન આપવાં પડે તેવો કાર્યક્રમ ( Programme ) રજુ કરવામાં આવે તો પણ તેઓ તેમાં મોખરે જ જણાશે. તેમને માટે જીવન સારી રીતે ખાવાપીવામાં તથા વિલાસ ભોગવવા માટે નથી. ખરેખર જે મનુષ્યનું જીવન સવારથી સાંજ સુધી ખાવાપીવામાં, સુવાબેસવામાં તથા મોજમઝા ઉડાવવામાં જાય છે. તે જીવન વ્યર્થ છે. જેમણે પુરૂષનું શરીર પ્રાપ્ત કરીને હનુમાનજીની માફક પૃથ્વી ઉપરથી ઉછળીને સૂર્યને

જોવાની કોશેષ કરી નથી તેને નકામું નરનું શરીર મળ્યું છે. "નિર્જન ધાડ વન, ભયંકર રાત, હૃદય કંપાવનારાં દુઃખો, ત્યાં મ્હારૂં સ્થાન છે, અથાગ સમુદ્ર અને હાથીથી ઉંચા મોજાની લહેરો, વાયુનો પ્રબલ વેગ ત્યાં મારૂં સ્થાન, પહાડોથી પથરાયલો માર્ગ, બેહદ ઠંડી તથા બરફથી પથરાયલો રસ્તો ત્યાં મ્હારૂં સ્થાન છે." વીર પુરૂષ આવી રીતે વિચાર કરે છે અને તેમના મનના ઘોડા આ રસ્તા ઉપર ચાલે છે.

વાસ્તવિક રીતે વીર પુરૂષોનાં જીવન સાહસિક કાર્યોમાં, દુઃખના ડુંગરોમાં ઝંપલાવવામાં તથા નીતિને રસ્તે ચાલવામાંજ વ્યતીત થાય છે. હિંદીમાં એક કહેવત છે જેનો અર્થ એ છે કે "સિંહ અને સુપુત્ર ચાલુ ધરેડમાં ચાલતા નથી પણ પોતે પોતાનો માર્ગ કરી લે છે." આ પિતા પુત્રને માટે જોઈ શકશો કે પં. મોતીલાલજી સ્વરાજની લડત સરકારના કિલ્લામાં ઘુસીને કરી રહ્યા છે પણ પુત્ર ફક્ત સ્વરાજ નહીં પણ પૂર્ણસ્વરાજની લડતને માટે જનતામાં ખૂબ હિલચાલ કરીને પોતે સેનાપતિ બનીને વિજય પ્રાપ્ત કર્યા વિના શાંત બેસવાની ઇચ્છા માત્ર નથી. એક બાજુ પોતાના એક માત્ર લાડકવાયા પુત્રની જીદ પુરી કરવાને પિતા અસમર્થ છે. અને બીજી બાજુ પિતાના માર્ગ પર ચાલવાને પુત્ર અસમર્થ છે. બંનેના માર્ગ જુદાજુદા છે.

પં. જવાહિરલાલ પોતાના ઉદ્દેશથી ચલિત થાય એવા મનુષ્ય નથી. તેઓ (મોતીલાલજી) એ જાણે છે, કારણ કે જવાહિરલાલે ઉંચામાં ઉંચું શિક્ષણ પ્રાપ્ત કર્યું છે અને દેશ–દેશાંતરમાં મુસાફરી કરી છે અને આખા જગતના ઇતિહાસનો તેમણે અભ્યાસ કર્યો છે અને તે જાણે છે કે

બ્રિટિશ રાજ્યની સામે લડતથી સામનો કરવો એ નાનીસુની વાત નથી. પણ તેમની મર્દાનગી તથા હિંમત અને નિડરતા તેમને લડાઈમાં આગળને આગળ ખેંચી જાય છે અને દીવસે દીવસે તેમને નવું નવું બળ મળે જાય છે, તેઓ અનેકવાર નોકરશાહીની અટકાયતોની સામે ખડા રહ્યા છે. પ્રિન્સ ઓફ વેલ્સની બાયકોટની ઘટના, અથવા દૂર શા માટે જવું જોઇએ, સાયમન સાહેબની પધરામણી વખતે લખનૌની પોલિસની આપખુદી સર્વની જાણમાં છે. પણ વીર જવાહિર એક સિંહની માફક સામે આવીને ઉભા રહ્યા હતા. એક વખત તેમના જેલ જતી વખતે પં. મોતીલાલજી તેમને માટે કહ્યું હતું "બકરાની મા કેટલો વખત સુધી પોતાના બાળકની આશા રાખી શકે" આ શબ્દો પં. જવાહિરલાલના નિડરતાપૂર્ણ ઉદ્દેશની કટ્ટરતાનો પરિચય પૂરા ભાવથી કરાવે છે. પિતાએ પુત્રના આ ગુણને આ કહેવતથી સારી રીતે જાહેર કર્યો છે. એમાં કાંઇ પણ સંદેહ નથી કે પં. જવાહિરલાલ આવા નિડર છે જ. તેમને માટે હંમેશ એ બીતિ રાખવામાં આવે છે કે ખબર નથી પડતી કે કયે વખતે તેમના ઉપર નોકરશાહીનો ખોફ ઉતરશે. હાલમાં પણ તેમના સામ્યવાદી વિચારોના દેશમાં પ્રચારથી એ અફવા ચાલુ હતી કે તેમને સરકાર જલદી પકડી લેશે અને લોકોના મનમાં હમણાં પણ તે બીક છે અને રહેશે.

પં. જવાહિરલાલની નિર્ભયતા તથા બુદ્ધિ ચાતુર્યને માટે અહીં ફરી એકજ ઉદાહરણ આપીએ છીએ. મિરતના રાજદ્વારી ખટલાના મેજીસ્ટ્રેટે પં. જવાહિરલાલ ઉપર નોટીસ મોકલી કે તેમણે યુરોપના સામ્રાજ્યવાદી વિરોધી સંઘ તથા

બીજા મનુષ્યોના જે પત્રો તેમના ઉપર આવ્યા હોય તે બધા મેજીસ્ટ્રેટ ઉપર મોકલી આપવા. ઉત્તરમાં જવાહિરલાલે જણાવ્યું કે "હું દિલગીર છું, કાગળોની બાબતમાં આપે વિશેષ ખુલાસાવાર લખવું જોઇએ, મ્હારા અંગત પત્રો જ જોઇએ છે કે કોંગ્રેસના જનરલ સેક્રેટરી તરીકે મ્હારા ઉપર આવેલા પત્રો જોઇએ છે. આ બાબતમાં તમારે રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખની રજા લેવી જોઇએ."

પં. જવાહિરલાલની એક મોટી વિશેષતા એ છે કે પોતે જ્યાં સુધી જીવંત છે ત્યાંસુધી દેશસેવાનું કાર્ય નહીં ત્યજે. આ તેમનું સર્વ પ્રિયતાનાં કારણોમાંનું એક કારણ છે. તેમનામાં જનતા કોઇ પણ વખત વિશ્વાસ મુકવાને તૈયાર છે, કારણ તેમને આશા છે કે તેઓ તેમના હિત સિવાયના બીજા કોઇ પણ પ્રપંચમાં નહીં પડે. જો અલાહાબાદ જેવા કોઇ સ્થળે ભૂલથી લોકો કદાચ તેમનામાં વિશ્વાસ ન મૂકે તો તે તેમની ગફલત છે. તથા જવાહિરલાલનું કાંઇ બગડતું નથી. તેમની સર્વપ્રિયતાને કોઈ પણ આઘાત પહોંચવાનો સંભવ નથી. તેમને પોતામાં આત્મવિશ્વાસ છે. કાર્ય કરવાની શક્તિ છે, તે લાયક છે, વિદ્વાન છે, તેમનામાં બોલવાની તેમજ લખવાની શક્તિ છે. તેઓ સાચા, નિડર અને વિચારશીલ છે, તેમની સર્વપ્રિયતા નિશ્ચિત છે અને તેમને હાથે દેશનું કલ્યાણ થશે, તે પણ નક્કી છે. એવી સર્વની આશા છે કે જો કદી આ વયોવૃદ્ધ નેતાઓથી દેશ સ્વતંત્ર ન થઇ શકયો તો એ દિવસ જલ્દી આવશે કે પં. જવાહિરલાલ દેશના એકલા નેતા બનશે અને દેશને સ્વતંત્રતા અપાવશે.

પં. જવાહિરલાલની કર્મશીલતા આદિ અનેક વિશેષતા-

ઓમાં એક ખાસ વિશેષતા એ છે કે તે નિર્ભય સ્પષ્ટવક્તા છે. તેમની સચ્ચાઇનો પ્રભાવ દરેક ઉપર ચોકખી રીતે પડે છે. જો તેઓ આવી રીતે સચ્ચાઈથી કામ ન કરતા હોત તો આટલી ૩૬ વર્ષની નાની વયમાં ત્રણ વખત જેલ ન ગયા હોત, તેમજ દેશના નેતાઓમાં પોતાનું નામ લખાવી શકયા ન હોત. તેમની કામકાજ માટે દોડાદોડી તથા ગંભીર આકૃતિ જોઇને સચ્ચાઇનો અંદાજ દૂરથી જ નીકળી શકે છે; એક સારા માણસનું એ લક્ષણ છે કે બહારથી તે ગંભીર જણાય છે પણ અંદરથી તે સહૃદય તથા ઉદાર હોય છે. આ વાત પં. જવાહિરલાલમાં પણ જણાઇ છે, તેની ગંભીરતાની અંદર કોમલતાનો પવિત્ર પ્રવાહ વહે છે, જેણે એકવાર તેમની ગંભીરતાની ખાડ ઓળંગી લીધી તે પછી તેમની કોમલતાનો આનંદ પ્રાપ્ત કરી શકે છે અને તેમને તે સૌ કરતાં સીધો માણસ લાગે છે. કોઇકોઇ સમયે તો તેમની કોમલતા એટલી અસર કરે છે કે તે એક નાના બાળક જેવા ભોળા છે.

વાસ્તવિક રીતે વીર પુરૂષ સંસારવ્યવહારમાં ફસાઇ પડતો નથી. દુનિયાની વિષયવાસનાઓ અને તેના ઉપભોગની ઉન્માદિની કલ્પનાઓ તેને કર્તવ્યપરાયણતાથી વિચલિત કરી શકતા નથી. વિલાસપ્રિયતા તે મન અથવા તે રાષ્ટ્રમાં પેદા થાય છે કે જે અંદરખાનેથી સડેલું છે; જેના મનમાં કાંઈ પણ તત્ત્વ જણાતું નથી અને જે રાષ્ટ્ર ઘણું ખરૂં રાષ્ટ્રીયત્વ ગુમાવી બેઠૂં છે, તે વિલાસપ્રિયતામાં મશગુલ રહે છે. આગળ વધવા ઇચ્છતી જ્ઞાતિઓ તથા વિકાસ ઈચ્છતું મન વિષય-વાસનાની સંકુચિત વર્તૂલમાં નથી રહેતું, પં. જવાહિરલાલને બચપણથી બહુ જ લાલનપાલન તથા એશઆરામથી મોટા

કરવામાં આવ્યા હતા પણ તેથી તેમનું મન સંતોષ ન પામ્યું તેમજ તેમાં કોઇ પણ વખત લિપ્ત થયું નહિ. તેઓ લંડન તેમજ ત્યાંની સર્વોત્તમ કહેવાતી કલબો તથા હોટેલોમાં રહ્યા હતા પશ્ચિમીય સભ્યતા તથા તે સમાજની મનમોહિની માયા તેમને સુલભ હતી પણ તેમનું મન વાસનાથી હમેશાં અલિપ્ત રહ્યું છે.

જો કે શરૂઆતથી પં. જવાહિરલાલની રહેણી કરણી તથા પોષાક અંગ્રેજી હતો પણ તેમનું દીલ હિંદુસ્તાની હતું. દેશ ભક્તિ એ તેમનો પ્રધાન ગુણ હતો. દેશભક્તિએ તેમની અંગ્રેજી ઢબની રહેણી કરણી તથા પોષાકને તલાક આપી અને આજ દશ વર્ષો થયાં તેઓ આપણી સમક્ષ ખાદીની ટોપી, ખાદીનું કુડતું અને ધોતીઆમાં ખડા થઇ ગયા છે. પં. મોતીલાલજીના આનંદભવનમાં હજી પં. જવાહિરલાલની તે છબી જોવામાં આવે છે જે જોઇને જોનાર એમજ કહે કે તે કોઇ રાજકુમારની છબી છે અથવા વિલાયતના નવયુવકનું ચિત્ર છે. જે યુરોપીય ફેશનમાં પેરીસના રંગઢંગથી રહે છે; કયાં તે છબી અને કયાં આ ખાદીધારીની છબી, બેમાં કેટલું અંતર ! આ અંતર જમીન આસમાન જેટલું અંતર છે.

પં. જવાહિરલાલે સાદાઇમાં પણ હદ કરી છે. તેઓ અસહકારની ચળવળમાં પોતાના નવયુવક સાથીઓ સાથે બીલકુલ સાદું ભોજન લેતા હતા તથા જમીન ઉપર સુતા હતા એ તેમના તે સાથી વિદ્યાર્થીઓથી છાનું નથી રહ્યું. જેઓ તેમની સાથે અસહકારની શરૂઆતમાં કાશીના ગાંધી આશ્રમમાં સાથે રહ્યા હતા ત્યાં આગળ તેઓ તે વિદ્યાર્થીઓ સાથે ઘણી વખત ગંગાજીમાં તર્યા હતા અને તેમની સાથે રમતો પણ રમતા હતા, એટલું જ નહીં તેમને ઘોડા ઉપર બેસવાનો પણ

શોખ છે. પણ તરવાનું, પહાડોમાં ભ્રમણ કરવાનું વિગેરે તેમને બહુ પસંદ છે; આ કહેવાનું તાત્પર્ય એ છે કે જેમની જેમની સાથે તેઓ મળે છે તેમની સાથે બહુ સાદાઇથી તથા બરોબરીઆની જેમ મળે છે, જ્યારથી તેઓ યુરોપથી પાછા ફર્યા છે; ત્યારથી સર્વેને સમાન સમજે છે અને તે માન્યતામાં ખૂબ દૃઢ છે. લખનૌમાં જ્યારે સાયમન કમીશનના બૉયકોટ પછી શ્રીમતી બીસાન્ટ અલાહાબાદમાં નેહરૂ રિપોર્ટ માટે પ્રચાર કાર્ય કરવા આવ્યાં હતાં અને તેમના આ કાર્ય માટે મેયો હૉલમાં એક સભા થઈ હતી ત્યારે તે સભામાં ગયા અને સૌની સાથે જમીન ઉપર બેસી ગયા, બીજા લોકોની નીચે શેતરંજી પણ પાથરેલી હતી પણ તેઓ જ્યાં બેઠા હતા ત્યાં કાંઈ પણ પાથરેલું હતું નહીં. તેમને ખુરશી પર જગ્યા લેવાને કહેવામાં આવ્યું હતું પણ તેઓ પોતાને પ્યારી એવી ગરીબ જનતામાં પોતાના નવયુવક સાથીઓ સાથેજ બેસી રહ્યા. રાજા મોતીલાલના પુત્ર તથા દેશના નવજુવાન વ્હાલા નેતાની આ કેટલી સાદાઈ! શું આ સાદાઈ પણ પં. જવાહિરલાલને જનતાના આદરને યોગ્ય નથી બતાવતી!

ભારતવર્ષના અભાગ્ય કે લોકોનો મોટો ભાગ સુખ તથા આળસમાં તેમનો સમય વ્યતીત કરે છે; ભારતવાસી એમ સમજે છે કે સુખી તે છે કે જેને કાંઈ કામ કરવાનું નથી પણ ખાવા–પિવાનું ખૂબ છે, આ વિચાર ખૂબ ભયંકર છે અને તે હમોને તથા હમારા દેશને નીચે ઘસડી જાય છે, પં. જવાહિરલાલનું જીવન, રોજનું જીવન આ ભયંકર મનો-વૃત્તિનું સક્રીય ખંડન કરે છે. પ્રાતઃકાળના ૫ વાગ્યાથી રાતના દસ–અગ્યાર વાગ્યા સુધી તેઓ બરાબર રચ્યાપચ્યા

રહે છે; અને તે એક બે દીવસની વાત નથી પણ અવિરત ઉદ્યમ–શીલતા વર્ષોથી ચાલુ છે. પોતાની એક ક્ષણ પણ તેઓ આળસમાં ગુમાવતા નથી. રોજનું નાનામાં નાનું કાર્ય તેઓ વ્યવસ્થિત, નિપુણતા તથા ઉત્સાહથી કરે છે. પોતાનો દીવસનો કાર્યક્રમ તેઓ સવારના નક્કી કરે છે અને આખો દીવસ તે પ્રમાણે ચાલે છે. પરિશ્રમ અને કર્તવ્ય પરાયણતાની સાથે તેમના દરેક કાર્યમાં વ્યવસ્થા જોવામાં આવે છે કારણ કે જરાપણ અવ્યવસ્થા તેમને પસંદ નથી. દરેક કાર્ય વખતસર તથા ચપળતાથી કરે છે. આપણા લોકો નવાબી રહેણી કરણીથી એટલા બધા એદી થઈ ગયા છે કે રાજનૈતિક ક્ષેત્રમાં પણ નવાબીએ પ્રવેશ કર્યો છે. આપણા કાર્યકર્તાઓમાં ખાસ કરીને નેતાઓમાં વ્યવસ્થા અને વ્યવહારિકતાની અત્યંત આવશ્યકતા છે. આપણે કોઈ કાર્ય નિર્માણ કરેલા સમય પર કરી શકતા નથી. જો કમિટીની મીટીંગનો સમય પાંચ વાગ્યાનો નક્કી કરવામાં આવ્યો હોય તો સાડા પાંચથી વહેલા આવવું જાણે કે ભારતીય સંસ્કૃતિની વિરૂદ્ધ હોયની તેમ સમજે છે, જનતા પણ આપણા સ્વભાવથી સુપરિચિત છે, જો સભાનો સમય સાંજના સાત વાગ્યાનો પત્રોમાં જાહેર કરવામાં આવ્યો હોય તો જનતા આઠ વાગે ભેગી થાય છે. સમયનું સારી રીતે પાલન કરવું તથા આપેલું વાયદાનું (Appointment) બરાબર સમય ઉપર પાલન કરવાનો ખ્યાલ પં. જવાહિરલાલને સારી રીતે છે.

જો કોઈ મીટીંગના તેઓ પ્રમુખ હોય અને સભાનું કાર્યક્રમ ૪ વાગ્યાથી શરૂ થવાનું હોય તો તેઓ ગમે તેટલા થોડા માણસો ભલે આવ્યા હોય તો પણ બરાબર ૪ વાગે સભાનું કામકાજ શરૂ કરી દે છે. નિર્ણિત સમયનું બરાબર

પાલન કરવામાં પં. જવાહિરલાલ કમાલ પાશાનું અનુકરણ કરે છે એમ કહી શકાય. કમાલ પાશાના એક ઑફિસરે ડયુટી ઉપર હાજર થવામાં ત્રણમિનીટ મોડું કર્યું હતું. આ અપરાધને માટે તેને કમાલ પાશાએ ત્રણ વર્ષની સજા કરી હતી. સમયનું પાલન એ પં. જવાહિરલાલને માટે કુદરતી ટેવ જેવું થઈ ગયું છે, આજ કરવાનું કાર્ય તેઓ આવતી કાલ ઉપર કોઈપણ વખત મુલતવી રાખતા નથી. રાતના નિદ્રાધીન થતાં પહેલાં તે દિવસનાં જે કાર્યો કરવાનાં હોય તે બધાં પૂરાં કરીને શૈય્યા ભેગા થાય છે. દિવસની દરેક મિનીટનો વધુમાં વધુ જેટલો ઉપયોગ થઈ શકે તેટલો તેઓ કરી લે છે.

સાચી વાત એ છે કે આ મનુષ્યમાં અનુપમ વીરતા, અગાધ દેશપ્રેમ, અકથનીય પરિશ્રમ, ચપળતા, સ્ફુર્તિ, ગંભીરતા, પરસ્પર વ્યવહારમાં મધુરતા વિગેરે હૃદયને મુગ્ધ કરી નાંખે એવા ગુણો છે. જીવનને ઉચ્ચ દરજ્જે લઈ જનારી એટલી વિશેષ શક્તિ જાહેર તેમજ છુટી છે કે તેનું વર્ણન કરવું, લખવું અથવા સંભળાવવું મુશ્કેલ છે. તેમના હૃદયમાં દેશપ્રેમની એટલી લગની છે કે તેઓ હવે પોતાના દેશને એક ક્ષણ પણ ગુલામીમાં જેવા ઇચ્છિતા નથી. અમને એટલો સંતોષ છે કે તેમના જેવા તપસ્વી અને કર્મનિષ્ઠના નેતૃત્વપણા હેઠળ ચાલુ દેશની લડાઈ લડીશું. તેમને જોઈને અમારા જેવા નિર્બલ હૃદયમાં પણ બળનો સંચાર થાય છે. અમને પૂરી ખાત્રી થઈ છે કે દેશ હવે વધુ સમય ગુલામીની જંજીરમાં નહીં જકડાઈ રહે.

## લાહોર કોંગ્રેસ અને પછી

પંડિત જવાહિરલાલ લાહોરની મહાસભાના 'પ્રેસીડેન્ટ ઇલેક્ટ' નિમાયા પછી લાહોરની કોંગ્રેસનું પ્રમુખસ્થાન

લેવાને માટે ગતસાલ ૧૯૨૯ના ડિસેંમ્બરની આખરમાં એ લાહોર પધાર્યા ત્યારે લાહોરની જનતાએ તેમનું ખૂબ સન્માન કર્યું હતું. ઘોડા ઉપર તેમની સ્વારી કાઢીને લાખો સ્ત્રી તેમજ પુરૂષોના સરઘસમાં લાહોરના મુખ્ય રસ્તાઓમાં તેમને ફેરવવામાં આવ્યા હતા. લાહોરની જનતાએ તેમના ઉપર પુષ્પવૃષ્ટિ કરી હતી. સરઘસનું દમામદાર દશ્ય કોઈ પણ સમ્રાટને ઈર્ષા કરાવે તેવું હતું.

તેમણે લાહોરની રાષ્ટ્રીય મહાસભાનું કાર્ય ખૂબ કુશલતાથી પાર પાડયું હતું. પં. જવાહરલાલની મહેનતથી તથા હિંદુસ્તાન ભરના યુવકો ઉપરની તેમની લાગવગથી કોંગ્રેસમાં "Complete Independence પૂર્ણ સ્વરાજ" નો ઠરાવ પાસ થઇ શકયો હતો. તેમણે કોંગ્રેસના પ્રમુખ-સ્થાનેથી કરેલા ભાષણથી આખું યુરોપ ખળભળી ઉઠયું હતું અને તેમાં ખાસ કરીને બ્રિટીશ છાપાઓ તેમના "Complete Independance પૂર્ણ સ્વરાજ્ય" બાબ-તના વિચારોથી ભડકી ઉઠયા હતા. મહાસભાએ પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાને માટે 'સવિનય ભંગ Civel disobedience' કેવી રીતે કરવો, કયાં કયાં શરૂ કરવો અને કયારે શરૂ કરવો તે બાબત મહાસભાના એક ઠરાવથી સર્વ સત્તા ઓલઇન્ડિયા કોંગ્રેસ કમિટીને સોંપી હતી. કોંગ્રેસની વર્કીંગ કમિટીએ એક ઠરાવથી આ વિષયમાં મહાત્મા ગાંધીજીને સર મુખત્યાર નીમ્યા છે અને ગાંધીજીએ ખૂબ વિચાર કર્યા પછી મીઠાના અન્યાયી કર સામે સવિનય કાયદા ભંગના મોરચા માંડવાનું જાહેર કર્યું હતું. ગાંધીજીની હાકલ પડતાંજ પં. જવાહિરલાલ મીઠાના કાયદા ભંગમાં મોખરે રહ્યા હતા. તેમણે અલાહાબાદ અને બીજા સ્થળોએ પોતે મીઠું બનાવીને મીઠાના કાયદાનો

ભંગ કર્યો હતો અને જનતા પાસે પણ તેમ કરાવ્યું હતું. તેમને મીઠાના કાયદાનો ભંગ કરવા માટે તા. ૧૪-૪-૩૦ ને દીને ગિરફતાર કરવામાં આવ્યા હતા તથા નૈની જેલમાં તેમની સામે કામ ચલાવી તેમને ૬ માસની સાદી કેદની સજા કરવામાં આવી છે. હાલમાં તેઓ નૈની જેલમાં સરકારની મેહેમાનગીરી ભોગવી રહ્યા છે. તેમની ગેરહાજરીમાં કોંગ્રેસના પ્રમુખ તરીકે તેમના પિતા શ્રી. પં. મોતીલાલજી નીમાયા છે. આ રીતે દુનીયામાં બને છે તેથી જુદુંજ બન્યું છે, પિતા પુત્રને વારસો આપી જાય છે જ્યારે અહીં પં. જવાહિરલાલે પ્રમુખ તરીકેનો વારસો પોતાના પિતાને આપ્યો છે.

પંડિત જવાહિરલાલને ઑલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટીએ લાહોરની રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ ચુંટી કાઢ્યા તે વ્યાજબીજ કર્યું હતું તે બાબતમાં મહાત્મા ગાંધીજીએ નીચે મુજબ ઉદ્‌ગારો કાઢ્યા હતા. 'પ્રજાએ પં. જવાહિરલાલ નેહરૂને પ્રમુખ નીમવામાં ડહાપણજ કર્યું હતું એમ તેમણે ડગલેને પગલે સિદ્ધ કરી આપ્યું છે. એમનું ભાષણ ટુંકુટચ મુદ્દાસર અને જોરદાર હતું. એ ભાષણના ઉગ્ર વિચારો તેમણે સૌમ્ય ભાષામાં ઉતાર્યા હતા. પોતાના વિચારો ઉગ્ર હોવા છતાં દેશે શું કરવું જોઇએ તે સંપૂર્ણ તટસ્થપણે રહીને જણાવવાની એમની શક્તિ છે એમ એ ભાષણ બતાવી આપતું હતું. પોતે તો પાકા 'સોશીયાલિસ્ટ' છે, પણ દેશથી જેટલું પચાવી શકાય તેથી વધારે તે માગતા નથી. દેશને સારૂ આદર્શ હળવા કરતાં છતાં આદર્શોનો પોતાના જીવનમાં સંપૂર્ણ અમલ કરવાનો એમનો સતત પ્રયત્ન રહ્યો છે.

જેવું એમનું ભાષણ તેવુંજ પ્રમુખ તરીકેનું એમનું

કાર્ય હતું. પોતે કડક હતા છતાં કદી વળેજ નહિ એવી કડકાઈ એમણે ન બતાવી. ઘણીવાર કઠણ સંજોગોને પોતાના મર્મવાક્યો અને વિનોદથી એ પહોંચી વળ્યા, છતાં જ્યાં અમુક પગલું લેવુંજ જોઇએ ત્યાં એ લેતાં ન ડર્યા. એમના અથાગ ઉત્સાહ અને અખંડ તન્મયતા એમની નૈસર્ગિક સાદાઈ અને સારમાણસાઈ એ બધાં પર સૌ મુગ્ધ થયા. ન્યાયથી વર્તવા ઇચ્છનાર કોઈ પણ સરકારને જવાહિરલાલ નેહરૂથી ડરવાનું કશુંજ કારણ નથી. દુષ્ટ રાજ્યનો દેશમાંથી નિકાલ કરવા માટે ગમે તે ભોગ આપનાર વીરનું તેજ એવા રાજ્યને સમજાયા વિના નહિ રહે. દેશના યુવાનોને પોતાના આ પ્રતિનિધિ વિષે મગરૂર થવાનું કારણ છે. દેશને જવાહિરલાલ નેહરૂ જેવો ગરવો સપૂત જોઇને સહેજે હરખ થશે. પ્રભુના આશીર્વાદ એમના ઉપર ઉતરો અને પં. જવાહિરલાલનાજ રાજમાં દેશ પોતાની મજલ પૂરી કરે એવી વાંચ્છના છે.”

## પં. જવાહિરના આકર્ષક ગુણો

ચારે બાજુથી સુખ સમૃદ્ધિ પ્રસરી રહી છે. મખમલના ગાદી તકીયા ઉપર પોઢવાની વય, અલાહાબાદના રાજા પં. મોતીલાલજીના એકના એક પુત્ર પોતાના આનંદભવનના સુખવિલાસોને લાત મારી, રાતબેરાત. ટાઢતડકો, સુખ વિગેરેની પરવા કર્યા વિના રાજદ્વારી ક્ષેત્રમાં યાહોમ ઝંપલાવે છે એ અપૂર્વ નથી ? પં. જવાહિરલાલનો જીવન મંત્ર સ્વતંત્રતા છે, અને તેને ખાતર સુખવિલાસો ઉપર પાણી મૂકીને અસીધારા વ્રત તેમણે સ્વીકાર્યું છે. પંડિતજી ઉત્તમ ગુણોનો ભંડાર છે, તેમાંથી થોડાક અહીં આપવા યોગ્ય લાગે છે. તેમનો પહેલો ગુણ સાદાઈ. ઈ. સ. ૧૯૨૦

પહેલાના તરુણ જવાહિરલાલ અને આજના જવાહિરલાલ વચ્ચે પુષ્કળ અંતર છે. લંબગોળ શ્વેત ચહેરો, સુંદર તેજસ્વી નેત્ર, શુભ્ર અને સ્વચ્છ ખાદીનાં વસ્ત્ર જેમણે પરિધાન કર્યા છે, તેવા પ્રતિભાશીલ આજના રાષ્ટ્રનેતા જવાહિર છે. અયોધ્યા પ્રાંતમાં જે વખતે તેમણે ખેડૂત ચળવળ હાથમાં લીધી હતી તે વખતે ૧૦-૧૫ માઈલ સુધીનો પ્રવાસ તેમણે પગે ચાલીને કર્યો હતો.

અસહકારના યુગમાં તેઓ કાશીના ગાંધી આશ્રમમાં વિદ્યાર્થીઓ સાથે રહેતા હતા તે વખતે ગોળચણા ખાઇને તથા સાદડી ઉપર સુઇને તેમણે દિવસો કાઢયા હતા. સાઈમન કમિશનના બહિષ્કાર પછી લખનૌમાં ડૉ. બિસાંટનું ભાષણ થયું તે વખતની સભામાં પોતે પોતાના યુવાન મિત્રમંડળના ટોળામાં જમીન ઉપર બેઠા હતા. મિસીસ બીસાંટની જાણમાં આ આવ્યું ત્યારે પં. જવાહિરને નેતાઓ માટે બાંધેલ માંચડા ઉપર બેસવાને વિનંતિ કરી પણ તેમણે પોતાના મિત્રોને છોડીને ઉપર બેસવાની નમ્રતાપૂર્વક ના પાડી. છેલ્લી લાહોરની કોંગ્રેસમાં એવો પ્રસંગ બન્યો કે કોંગ્રેસની બેઠક ધાર્યા કરતાં બહુ મોડે સુધી લંબાઈ અને તેથી કરીને તેમને માટે ખાદ્ય પદાર્થો મંડપમાં લાવવામા આવ્યા પણ તેમણે તેનો અસ્વિકાર કર્યો હતો, પણ સ્વયંસેવકોએ તેમની આગળ ધરેલા ચણા-મમરાની તેમનાથી ના પાડી શકાઈ નહીં. તે તેમણે પ્રેમથી સ્વિકાર્યા. કોંગ્રેસના છેલ્લા દિવસે મધ્ય રાત્રે પૂર્ણ સ્વતંત્રતા જાહેર કરવાનો સમારંભ ખલાસ થયા પછી સ્વયંસેવકોએ જે જલસો ગોઠવ્યો હતો તેમાં ઘણી ખુશીથી ભાગ લઇને પોતે રાષ્ટ્રીય ગીત સુદ્ધાં ગાયું હતું તે ઉપરથી તેમની સાદાઈ તથા ગર્વ રહિતપણું સ્પષ્ટ જણાઈ આવે છે.

## નિર્ભયપણું

જેલમાં હોય કે જેલની બહાર કામ કરતા હોય પણ તેમનામાં દુઃખની છાંટ માત્ર પણ દેખાતી નથી. "સંકટ અને હું બન્ને સાથે જન્મ્યા છીએ અને દુઃખ એ મ્હારો મોટો ભાઈ છે" એ જુલીયસ સીઝરનું કહેવું તેમને બરાબર લાગુ પડે છે. આ નિર્ભયપણાને લઇને તેમને ઘણા પ્રસંગે સંકટ સહન કરવું પડ્યું છે. તેઓ ઘોડા ઉપર કુશળતાથી સ્વારી કરી શકે છે. કોઇપણ કઠણ કષ્ટમય કામમાં કુદી પડવામાં તેમને આનંદ આવે છે. પોતાની જીંદગી બલિદાનને માટેજ છે એવી તેમની ભાવના છે.

## અઢળક સિદ્ધાંત પ્રિયતા

ઈ. સ. ૧૯૨૦ સાલથી તેઓ જે મત ધરાવતા આવ્યા છે, તે હજુ કાયમજ છે. તેમણે કોઈ પણ વખતે કાઉન્સિલ પ્રવેશને સમર્થન આપ્યું નથી. તેમના વડીલ પિતાશ્રી જેવા પણ પ્રવાહમાં તણાયા અને પતિત થયા. મોટા મોટા નેતાઓના વિચારોમાં ચઢ ઉતર થઇ. પોતે પ્રવાહની અંદર હોવા છતાં એક પર્વત માફક અવિચળ રહ્યા. પોતાના સિદ્ધાંતનું સમર્થન કરતાં તેમણે બીજા કોઇની પણ પરવા કરી નથી પણ સ્પષ્ટ નિર્ભયપણાથી જે યોગ્ય લાગ્યું તેજ કર્યું છે.

## કડક નિયમ પાલન

પંડિત જવાહિરનું નિયમપાલન (Discipline) અત્યંત કડક છે. આ વિષયમાં તેઓ નાના મોટા, પોતાના કે પારકાનો વિચાર કરતા નથી અને કોઇની પણ શેહમાં તણાતા નથી. આ બાબતમાં તેમની બરોબરી કરી શકે એવો એક પણ

નેતા મળવો મુશ્કેલ છે, પોતે નિયમનું પાલન કરે છે અને બીજાઓ પાસે તે પ્રમાણે કરાવે છે. સ્નાન, ભોજન, કાંતવું, આનંદ કરવો, અભ્યાસ કરવો વિગેરે બાબતો બરાબર નિયમિત રીતે કરે છે. જેલમાં પણ દરેક કામ પોતે જાતે કરે છે. સાફસુફ કરવું, કપડાં ધોવાં વિગેરે કામો પણ પોતેજ કરે છે. આજનું કામ કાલ ઉપર છોડવાનું તેમને બીલકુલ પસંદ નથી; અને આને લઇનેજ ઓલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટીમાં નોકરોની ધાંધલ ઉડી જાય છે. આ ઑફીસની વ્યવસ્થા તેમણે સરકારી ઑફીસના જેવીજ રાખી છે. સવારના પાંચ વાગ્યાથી તે રાતના ૧૦ વાગ્યા સુધી દિવસનાં નાનાં મોટાં બધાં કાર્યો યંત્ર માફક નિયમસર કરે છે અને તેમાં આળસ માત્રનું નામ નથી હોતું. અવ્યવસ્થા જેવું તેમનામાં કશું છેજ નહીં.

## લેખન અને વાંચન

પંડિત જવાહિરલાલના માનીતા એવા લેખકો શેલી, કીટસ, બાયરન છે. બર્ટ્રેંડ રસેલ પણ તેમની પસંદગીના છે. ઇ. સ. ૧૯૧૯માં જ્યારે પં. મોતીલાલે 'ઇન્ડિપેન્ડન્ટ' નામનું અંગ્રેજી દૈનિક પત્ર કાઢયું તેના પોતે એક ડાયરેકટર હોવાથી તેમાં હંમેશ લેખો લખતા હતા. તેમના પ્રસિદ્ધ એવાં બે પુસ્તકો છે. સોવીયેટ રશીયા અને 'લેટર્સ ફ્રોમ એ ફાધર ટુ હિઝ ડૅાટર'(Latters from a father to his daughter) પોતે યુરોપમાં હતા ત્યારે પોતાની પુત્રી ઈંદિરાને લખેલા પત્રો તે ' લેટર્સ ફ્રોમ એ ફાધર ટુ હિઝ ડૅાટર છે. ' સૃષ્ટિશાસ્ત્ર, ખગોળ શાસ્ત્ર એવા બીજા અઘરા વિષયો તેમણે ૩૧ પત્રોદ્વારા આ પુસ્તકમાં બહુ સહેલી રીતે સમજાવ્યા છે. આ બન્ને પુસ્તકોના લખાણ ઉપરથી તેમની વિદ્વત્તા જણાઇ આવે છે.

## સંગઠન ચાતુર્ય

**પંડિત** જવાહિરલાલે જે કાર્ય હાથમાં લીધું છે તે એટલું વિશાળ છે કે કાર્યકર્તાની સંગઠનશક્તિ સર્વવ્યાપક ન હોય તો તે પાર પડવું મુશ્કેલ છે. આ માટે દેશમાં સંગઠન બળ પેદા કરવા તરફ તેમણે બધું લક્ષ આપ્યું છે અને આજે યુવકસંઘોનું જે સંગઠન દ્રષ્ટિએ પડે છે, તેનું સઘળું માન પં. જવાહિરલાલનેજ ઘટે છે. તરૂણ વર્ગનું અંતઃકરણ તેમણે પોતાની તરફ આકર્ષી લીધું છે, તેનું કારણ તેમનું અપૂર્વ સંગઠન કૌશલ્યજ છે.

એક લેખકે તેમનું 'તરૂણ શરીર ઉપર વૃદ્ધ મસ્તક' એવું વર્ણન કર્યું છે. બ્રાહ્મણનો ત્યાગ તેમાંજ છે, અને તે ત્યાગમાં એક પ્રકારનું ઓજસ છે. પં. મોતિલાલજીમાં ત્યાગ નથી એમ નહીં પણ તેમના ત્યાગમાં ક્ષત્રિયનો ક્રોધ છે. ત્યાગ એ જવાહિરલાલનો નૈસર્ગિક ધર્મ થઈ પડયો છે. વૃદ્ધ નેહરૂના હૃદયમાં આજ તારૂણ્ય રમતું જણાય છે. બોલતાં હસતાં તેઓ એક બાળકની જેમ મુક્ત હાસ્ય હસે છે. નાના નેહરૂ બોલતાં બોલતાં કદી હસતા નથી. તેમના મુખ તરફ જોવાથી એવું જણાયછે કે જાણે આખા જગતની જોખમદારી તેમના પર હોય. હસવું જાણે પાપ ન હોય તેવી રીતે સમજીને હાસ્યને દાબી દે છે. ખાસ કરીને સભાઓમાં આ ગાંભીર્ય વધુ સ્પષ્ટ દેખાય છે. ન્હાની ઈંદિરા કોંગ્રેસના ભર મંડપમાં પોતાના દાદાની ટોપી કાઢે છે પણ પિતાની ટોપીને હાથ અડકાડી શકતી નથી.

પં. જવાહિરલાલ નેહરૂમાં ગાંધીવાદ અને લેલિનવાદ બન્નેનો સમન્વય થાય છે. તેમને ધર્મની બાબતમાં ખાસ

પક્ષપાત નથી, જાતિભેદ નથી તેમજ અંધ અનુકરણ કરવાની વૃત્તિ નથી. ભવિષ્યમાં ક્રાન્તિ માટે જે યુદ્ધ થવાનું છે તે સારૂ વિશ્વ બંધુત્વનો ફેલાવો થવાનો એ વાત સત્ય છે. અને તે વધતો જશે તે પ્રમાણે જાતિભેદ, સ્પર્શાસ્પર્શ, ઉચ્ચનીચ ભાવ વિગેરે પ્રકારો નષ્ટ થવાના એવાં સ્પષ્ટ ચિન્હો જણાય છે.

## લાહોર મહાસભાના પ્રમુખસ્થાનેથી પં. જવાહિરલાલે આપેલા ભાષણમાંથી

દોસ્તો:

**છેલ્લાં** ચુવાલીસ વર્ષો થયાં મહાસભાએ હિંદની સ્વતંત્રતાની લડત માટે જહેમત ઉઠાવી છે. લડતના આ વર્ષો દરમ્યાન લાંબા કાળથી તંદ્રામાં પડેલી જનતાને મહાસભાએ જાગૃત કરી છે એટલુંજ નહીં પણ આખી રાષ્ટ્રીય ચળવળનું ચણતર કર્યું છે. આજે આપણે આપણા ભાવીના મંથન કાજે એકઠા મળ્યા છીએ. આપણા ધ્યેયને આપણે આશા અને ભીતીથી નીરખી રહ્યા છીએ. આપણને આપણી ત્રુટી અને ત્રેવડ વીશે પુરેપુરૂં ભાન છે અને એથીજ લડતના આરંભ કાળમાં જેમણે જીવન ખરચી નાખ્યાં છે અને ભાવી પ્રજા માટે સફળતાનો આનંદ રહેવા દઈ જેઓએ બદલા વિના પ્રાણ ન્યોછાવર કર્યા છે એ ગઈ કાલના મહારથીઓને પ્રથમ આપણે આજ સ્મરણની અંજલી આપીએ. એ જબ્બર લડવૈઆઓ આજે આપણી વચ્ચે હાજર નથી. આજકાલના આપણે તો એમની રચેલી તૈયાર

ભૂમિકા ઉપર ઉભા ઉભા એમના પ્રયત્નોનું મૂલ્ય કદાચ ઓછું મુલવીએ. સંસારમાં એમજ ચાલે છે પણ તમારામાંના કોઈ પણ હિંદની રાષ્ટ્રીય સ્વતંત્રતાના એ પ્રણેતાઓને ભૂલી શકે નહીં તેમ એમના ભારે કામની અવગણના પણ કરી શકે નહીં જે સ્ત્રી-પુરુષોની ભવ્ય સેનાએ પરિણામની તપાસ કર્યા વગર પોતાની આશાભરી યુવાવસ્થાને ઠોકરે મારી મૃત્યુને આમંત્રણ આપ્યાં હતાં અથવા પરદેશી સત્તાની ધુંસરી સાથે વિરોધ કરવા ખાતર જેમણે અપાર યાતનાઓ અને અસહ્ય કષ્ટો સહન કરવામાં યૌવનને વેડફી નાંખ્યું હતું એવા એ ભારતના શહીદોને આપણે કેમ ભૂલીએ ?

એમાંના કેટલાકનાં તો નામો પણ આપણે નહીં જાણુતા હોઇએ. એ યુવાનોએ જાહેર પ્રશંસા કે કીર્તિની અપેક્ષા વિના મુંગા મુંગા સહન કર્યું હતું, અને પોતાની નસોના ઉષ્ણ લોહીથીજ આ જુવાન યોદ્ધાઓએ હીંદનો નાજુક સ્વાતંત્ર્ય છોડ પોષ્યો છે. જ્યારે આપણામાંના કેટલાય લડતનો પારો હળવો કરતા હતા અથવા સમાધાનને ચાલે ચાલતા હતા ત્યારે એ બહાદુરોએ ખડા થઇ પ્રજાની સ્વતંત્રતાનો શંખનાદ ફુંકયો અને જગતભરની પ્રજાઓને કહી દીધું કે, પતિત થયેલા છતાંય હિંદ હજુ એના હૃદયમાં ચેતનની ચીનગારી રાખી બેઠું છે; કારણ કે ગુલામી અને જોહુકમીને તાબે થવા તે સાફ ના પાડે છે. આમ એક એક ઇંટ મૂકતાં મૂકતાં રાષ્ટ્રની લડતનું મંડાણ મંડાયું હતું. અને કેટલીએ વખત એના પનોતા પુત્રોને સંથારે સુવાડી, એ મુડદાંના ઢગલા પર ઉભા રહી હિંદે પ્રગતી સાધી છે. એ જુના જોદ્ધાઓ આજે આપણી સાથે નથી પણ એમ-

નામાં રહેલી હીંમત હજુ આપણે સાચવી રાખી છે અને એથી હજુ પણ હીંદમાં જતીનદાસ જેવા વીર પુત્રો પાકે છે.

## પ્રસુતિની વેદના

આ ભવ્ય વારસો આપણને મળ્યો છે અને તમે મને એનો રક્ષણકર્તા નીમ્યો છે. હું જાણું છું કે આ જગ્યાએ હું તમારી ખાસ યોજનાના કરતાં અનાયાસથી આવ્યો છું. તમારી ઇચ્છા તો એક એવી વ્યક્તિને પસંદ કરવાની હતી કે જે આજે જગતભરમાં સૌથી મોખરે તરી આવે છે. એથી વધારે વ્યાજબી પસંદગી બીજી કઈ હોઈ શકે ? પણ એ વ્યક્તિએ અને ભાવીએ સાથે મળી કાવતરૂં રચ્યું અને તમારી તથા મારી ઈચ્છા વિરૂદ્ધ આ ભયંકર જવાબદારીની જગ્યામાં મને ધકેલી દીધો. આવી મુંઝવણભરી પરિસ્થિતિમાં મૂકવા માટે હું તમારો આભાર માનું ? જરૂર જેનામાં આત્મશ્રદ્ધાની ઉણપ છે એવા આદમી ઉપર અપૂર્વ શ્રદ્ધા માટે હું તમારો રૂણી છું.

આજે તમે આપણી સમક્ષ પડેલા દેશના અનેક ઉપયોગી પ્રશ્નો વિષે ચર્ચા કરશો અને તમારા નિર્ણયો હિંદના ઇતિહાસનો ભાવી ક્રમ ફેરવી નાખશે, પણ આજે જગતમાં તમે એકજ એવી પ્રજા નથી કે જેને વીકટ પ્રશ્નો મુંઝવતા હોય. આખું જગત આજે એક વિશાળ પ્રશ્ન જેવું થઈ પડયું છે અને દરેક પ્રજા આજે મંથન અનુભવી રહી છે. શાંતિ અને સંસ્થિતિ લાવતો શ્રદ્ધાનો યુગ હવે આથમી ગયો છે. આપણા પૂર્વજોને મન જે વસ્તુ ખુબજ પવિત્ર અને અચલ લાગતી હતી એ દરેક વસ્તુસ્થિતિ તરફ આજે સંશયનું વાતાવરણ જામ્યું છે. દરેક ઠેકાણે અશ્રદ્ધા

અને અસ્થિરતા વ્યાપી ગયાં છે. સમાજ અને રાજ્ય વ્યવસ્થા પરિવર્તનના પૂરમાં તણાઈ રહ્યાં છે. મીલ્કત, માલીકી, ન્યાય, સ્વતંત્રતા અને કુટુંબ વીશે પણ આજ સુધીના સ્વીકૃત ધોરણો ઉપર પ્રહારો પડે છે અને આ બધાનું પરિણામ ભાવીમાં તોળાઈ રહ્યું છે. અત્યારે તો આપણે ઇતિહાસની સંહારક અવધિમાંથી પસાર થઇએ છીએ. જગત આજે પ્રસૂતિની વેદનાથી પીડાઇ રહ્યું છે અને એ પ્રસૂતિ કાળની વેદનામાંથીજ નવયુગનો જન્મ થશે.

## અધુરો ઇતિહાસ

ભાવીના ગર્ભમાં શું ભર્યું છે એ કોઈપણ ન કહી શકે પણ એટલું તો આપણે શ્રદ્ધાપૂર્વક કહી શકીએ કે એશિયા અને હિંદ પણ જગતની ભવિષ્યની રચનામાં નિર્ણયાત્મક હીસ્સો આપશે. યુરોપીય પ્રજાઓની સરમુખત્યારીનો ટુંકો દિવસ હવે આથમવા લાગ્યો છે. આકર્ષણ અને ઉદ્યોગનું કેન્દ્ર હવે યુરોપ રહ્યું નથી. ભાવીની નજર હવે એશીઆ અને અમેરિકા ઉપર પડી છે. અસત્ય અને અધુરા ઇતિહાસને પરિણામે આપણામાંના કેટલાક એમ માની રહ્યા છે કે યુરોપે જગતના મોટા ભાગ ઉપર અસલના વારાથી સામ્રાજ્ય ભોગવ્યું છે અને યુરોપીય પ્રજાને એશિયાએ પોતાની ધરતી ખુંદવા દઈ પોતાનાં તત્વજ્ઞાનને જતન કરી જાળવ્યું છે.... પણ આપણે ભૂલી જઇએ છીએ કે જમાનાઓ સુધી અશીયાની સેનાઓએ યુરોપ ખંડને ખુંદી નાખ્યો હતો. અને આજનું યુરોપ અને ત્યાંની પ્રજા આ સમયના એશિયા વાસીઓમાંથી ઉતરી આવેલ છે. એલેકઝાંડરનો લશ્કરી ગર્વ ખંડિત કરનાર આખરે ભરતખંડ હતો એ વાત કેટલાક

સાવ ભૂલી જાય છે. તત્ત્વજ્ઞાન એ જરૂર એશીયા અને ખાસ કરીને હિંદની વિશિષ્ટ કીર્તિ છે, પણ કાર્યબળમાંય હિંદ અને એશીઆ એના વિચારબળ જેટલાંજ ભૂતકાળમાં મશહૂર હતાં. આજે આપણે લેશ માત્ર ઇચ્છા કરતા નથી કે યુરોપ અથવા એશીયાની સેનાઓ પરસ્પરની ભૂમિ ઉપર ફરી પાછાં સંગ્રામ જમાવે. એ બધાંનો આપણને પૂરતો અનુભવ આવી ગયો છે.

## સંસ્કૃતિને સંદેશો

આજે એકલા રાજકારણનો કશો અર્થ નથી. આજનો સૌથી અગત્યનો પ્રશ્ન સામાજીક અને આર્થિક સમાનતાનો છે. હિંદને પણ આ પ્રશ્નનો ઉકેલ કરવાનો જ રહે છે. અને જ્યાં સુધી આર્થિક સમાનતાનો પ્રશ્ન ઉકેલી ન લેવાય ત્યાં સુધી એનાં રાજકારણ અને સમાજવ્યવસ્થાની સુરક્ષિતતા અસંભવિત છે. આ પ્રશ્નને ઉકલવા માટે બીજી પ્રજાના અનુકરણનીજ અગત્ય નથી. આ પ્રશ્નનો નિકાલ જો ચીરસ્થાયી લાવવો હોય તો હિંદની પ્રજાએ પોતાની બુદ્ધિમત્તા ઉપરજ એની મદાર બાંધવી જોઇએ. અને એનું નિરાકરણ હિંદની સંસ્કૃતિ અને વિચારબજના પરિણામ રૂપેજ આવવું જોઇએ, એ દષ્ટિએ આખી સમાજવ્યવસ્થાનો નિર્ણય થાય તો આજે કોમ કોમ વચ્ચેના પ્રશ્નો આપણી સ્વતંત્રતાને પાછી હડસેલી રહ્યા છે એ બધાનો એક સામટો નીકાલ આવી જાય.

## માનસિક ભ્રમણાએ

જો કે હવે તાત્ત્વિકદ્દષ્ટિએ તો મતભેદો રહ્યાજ નથી, પણ છતાં ભય અને પરસ્પર અવિશ્વાસનું જુથ ઘર ઘાલી બેઠાં છે અને કુસંપનાં બીજ વાવે છે. ત્યારે આજે મહત્ત્વનો પ્રશ્ન એ

ભય અને અવિશ્વાસ દૂર કરવાનો છે. પણ માનસિક ભ્રમણાઓ હોઇને એને પકડવી મુશ્કેલ પડે છે. જો કે સર્વ પક્ષ પરિષદની કમીટીએ ગઈ સાલ એવો પ્રયત્ન કરી જોયો હતો અને થોડું ગણવા યોગ્ય પરિણામ પણ આવ્યું હતું પણ આપણે દીલગીરી સાથે કબુલ કરવું જોઈએ કે ધાર્યું પરિણામ આપણે મેળવી શક્યા નથી. એ કમીટીએ સુચવેલા નિર્ણયની સામે આપણા મુસ્લીમ અને શીખ બીરાદરોએ ઘણોજ મક્કમ વિરોધ કર્યો છે અને ટકા અને ગણીતના આંકડાની ગણત્રીના પ્રમાણમાં કોમી લાગણીનો પારો ઉંચો ચડાવે જાય છે. આવા અવિશ્વાસ અને ભયને નાબુદ કરવા માટે માત્ર દલીલો અને તર્ક સફળ સાધનો નથી માત્ર શ્રદ્ધા અને હૃદયની ઉદારતાજ એનો અંત લાવી શકે. હું તો અત્યારે માત્ર આશા રાખી શકું, કે જુદી જુદી કોમના નેતાઓ એ શ્રદ્ધા અને એ હૃદયઔદાર્ય ખુબ પ્રમાણમાં દાખવે, આ પરાધીન દેશમાં જો આપણે બધાજ ગુલામો તરીકે ખદબદી રહ્યા છીએ તો આપણે પોતાને માટે કે આપણી કોમ માટે શું જુદો કાયદો કાઢી લેવાના છીએ? અને જો હિંદને બંધન મુક્ત કરી ફરી આપણે સ્વતંત્ર હવા લેતા શીખશું તો આપણે શું ગુમાવી બેસવાના છીએ એ મને સમજાવશો? જે બહારના આગંતુકો આપણને આઝાદીની મોજ કેવી હોય એ પણ માણવાની ના પાડી રહ્યા છે. એને આપણને ગુલામીમાં જકડી રાખનારાઓને આપણાં કોમી હિત અને સ્વાર્થનું રક્ષણ સોંપવા શું આપણે તૈયાર થયા છીએ? મક્કમ મનોબળવાળી લઘુમતીને બહુમતી કદી દબાવી શકતી નથી અને નાની સંખ્યાવાળી કોઈ પણ

કોમ માત્ર ધારાસભામાં એકાદ બે જગ્યા વધારે મેળવીનેજ સહી સલામત રહી શકતી નથી. આપણે યાદ રાખવું ઘટે છે કે આજે દુનીઆમાં લઘુમતીજ સત્તા અને સંપત્તિને પોતાના હાથમાં રાખી રહી છે અને બહુમતી ઉપર એનો અખત્યાર અજમાવી રહી છે.

## ધાર્મિક આંધી

અંધશ્રદ્ધા કે ધાર્મિક ઝનુન માટે હું કદી મરી ફીટતો નથી. અને એ તત્ત્વો ઢીલાં પડતાં જાય છે એ જાણીને પણ મને ઘણો આનંદ થાય છે. તેમ કોમી વાદને કોઇપણ પ્રકારે એને કોઇપણ સ્વરૂપમાં હું નીભાવી શકું નહીં, અમુક વર્ગ કે મતનાં અનુયાયીઓની સંખ્યા ઉપર રાજકીય કે આર્થિક હક્કો અવલંબી શકે એ વાતો હજુ મને ગળે ઉતરતી નથી. પોતાની મરજી મુજબનો ધર્મ પાળવાની છુટ માંગવાનો સૌને હક્ક છે અને એ હું સમજી શકું છું. હિંદમાં ખાસ કરીને એ વાતમાં હરકતજ ન હોઇ શકે. કારણ કે હિંદે તો એ હક્ક સૌ કોઇને આપ્યા છે. આપણે તો એકજ વસ્તુ શોધી કાઢવાની છે કે જેથી આજનો અવિશ્વાસ અને ભીતી દુર થાય. અધીન પ્રજાનું રાજકારણ અવિશ્વાસ અને ભીતી ઉપરજ રચાયું હોય છે. અને એ બધાને જલદી દેશવટો આપવાની બુદ્ધિ બુઠી બનાવી દે એટલો બધો વખત આપણે પરાધીન પ્રજા તરીકે આજ સુધી જીવતર વીતાવીએ છીએ.

## સીતમગારનો ચાબુક

હવે સમય આવી લાગ્યો છે કે જ્યારે સર્વપક્ષ પરિષદના રીપોર્ટને આપણે એક બાજુ ખસેડી ધ્યેય તરફ કોઇ પણ જાતના બંધન વિના આગળ કુચ કદમ કરવી પડશે. તમે

જાણો છો કે ગયે વરસે કલકત્તાની મહાસભાએ સર્વપક્ષ પરિષદ્‌ની યોજનાને એક વર્ષ સુધી અજમાવી જોવાનું વચન આપ્યું હતું. આજે લગભગ એ વરસની મહેતલ પુરી થાય છે અને કુદરતી રીતે આ કોંગ્રેસ માટે સંપુર્ણ સ્વતંત્રતાનો ઠરાવ સ્વીકારવાનું અને એને માટે કાર્યક્રમ મેળવવાનું રહે છે. એ મહેતલના વરસમાં નથી મળ્યું આપણને સર્વપક્ષ પરિષદ્‌નું રાજ્યબંધારણ. આપણને મળી છે માત્ર એ કલકત્તા કોંગ્રેસના ઠરાવના બદલમાં ક્રૂર દમનનીતિ. આપણી રાષ્ટ્રીય અને મજુર ચળવળને દાબી દેવાના પ્રયત્નો એ વર્ષ દરમીયાન થયા છે. આપણા બીરાદરોમાંના કેટલાયને આજે આપણી પાસેથી જબર જસ્તીથી ઝુંટવી લઇને જેલમાં પુરવામાં આવ્યા છે. આપણામાંના કેટલાય લોકો દેશવટો ભોગવી રહ્યા છે અને માતૃભૂમિમાં આવવાની એમને પરવાનગી સુદ્ધાંય આપવામાં આવતી નથી. ધરાર ઘણી થઈ બેઠેલી લશ્કરી જમાત આખાય દેશને એની લોખંડી એડી નીચે કચરી રહી છે અને જરાક માથું ઉંચું કરો કે તુરતજ એ સીતમગરના ચાબુક આપણામાંથી ઉત્તમમાં ઉત્તમ માણસના માથા પર કાયમને માટે તોળાઈ રહ્યો છે, કલકત્તાના ઠરાવની સામે આ સીધો અને સાફ સાફ જવાબ છે.

## સહકાર ક્યારે

ત્યારે આ મહાસભા શું કરશે? સહકાર માટેની આપણી શરતોનો સ્વીકાર થયો નથી. જ્યાં સુધી આપણને સાચી સ્વતંત્રતાની ખાત્રી ન મળે ત્યાં સુધી આપણાથી સહકાર થઇ શકે ખરો? આપણા બીરાદરો જેલમાં સબડતા હોય અને ચોમેર અવિછિન્ન જાપતો ચાલી રહ્યો હોય ત્યાં શું

આપણે સહકાર કરી શકીએ? બેયોનેટની અણીએ શાંતિ સ્થપાયેલી કદી સાંભળી છે? આપણી ઉપર જો વિદેશીઓનું શાસન ચાલુજ રહેવાનું હોય તો આપણે તે શાસનના ભાગીદાર ન બનીએ તેની સંભાળ રાખવીજ રહી.

જો કલકત્તાનો ઠરાવ હજુયે ચાલુ હોય તો આપણે માટે સ્વતંત્રતાનું એકજ ધ્યેય રહે છે. સ્વતંત્રતાનો અર્થ આજે અળખામણો થઈ પડયો છે. કારણ કે એ શબ્દમાં એકલપેટાઇ અને સંકુચિતતાનો ધ્વનિ રહેલો છે. જગતની કહેવાતી સંસ્કૃતિઓએ અનેક જાતના સાંકડા રાષ્ટ્રવાદો ઉત્પન્ન કર્યા છે. આજે તો વિશાળ આંતરરાષ્ટ્રીય ધોરણ પર પરસ્પરના આશ્રયની જરૂરત છે. આપણે માટે સ્વતંત્રાનો અર્થ બ્રીટીશ સામ્રાજ્યવાદની ધુંસરીમાંથી મુક્તિ પુરતોજ થાય છે. આ મુક્તિ મેળવ્યા પછી હિંદ આખી આલમના સંયુક્ત સંઘની સાથે સહકાર સાધશે એમાં જરાએ શક નથી.

## આકરો નિશ્ચય

હું મક્કમપણે કહું છું કે હિંદ આજે સંપૂર્ણ સ્વતંત્રતા સિવાય અન્ય કંઈ સ્વીકારવા તૈયાર નથી. આપણને આદેશ આપવાના બ્રીટીશ પાર્લામેન્ટના અધિકાર મહાસભાએ કદી સ્વીકાર્યો નથી અને સ્વીકારશે પણ નહીં. હિંદ હવે પળવાર પણ પરદેશી શાસનની તાબેદારી ભોગવવા તૈયાર નથી. આજે નહીં તો કાલે અમે અમારી ઇચ્છા બર લાવવાનું બળ મેળવી લઇશું. અમારી નિર્બલતા અમે પીછાણીએ છીએ અને એથી જવાંમર્દીની ખાલી બડાઇ અમે હાંકતા નથી, પણ એ ઉપરથી બીજાઓએ ખાસ કરીને ઇંગ્લાંડે અમારા નિશ્ચયનું બળ ઓછું આંકવાની ભુલ કરવી જોઈતી નથી.

પરિણામની પૂર્ણ જવાબદારી સમેત ગરવા ગાંભીર્યથી અમે અમારો નિશ્ચય આચરણમાં મુકવા તૈયાર છીએ. પાછી પાની કરવી એ હવે અમને ખપતું નથી. આખો વિશાળ પ્રજા સમુદાય જ્યારે જમાનાની ઉંઘ ખંખેરી જાગ્રત થઇ ઉઠે ત્યારે એની ઇચ્છાઓને કયાં સુધી કચરી શકાશે ? આજે કદાચ અમે નિર્બળતાને લીધે પાછા પડશું અને આવતી કાલેજ વિજયને કદાચ વરીએ પણ નહી પણ એ પછી દીવસે દીવસે અમારી ફતેહના નિશાનડંકા બજશે એ વાત નિર્વિવાદ છે.

## અણનમ સમાધાન

આપણને હવે આંતરિક કલહનો થાક ચડયો છે. શાંતિ અને રચનાત્મક કાર્યક્રમ માટે ઝંખના જાગી છે. આપણા ઘર ભંગાતાં, આપણા જુવાનજોધ કાર્યકર્તાઓ જેલમાં જકડાતા જોવાને આજે કોઇ તૈયાર નથી. કારખાનામાં કામ કરતો શ્રમજીવી હડતાળ પર જઇ એની અધુરી આવક હોમી દેવામાં અને ભુખમરાને ભેટવામાં શું આનંદ સમજે છે? એમ કરવાની તો એને ફરજ પડે છે. કારણ કે બીજો કોઇ માર્ગ તેની આગળ ખુલ્લો નથી, રાષ્ટ્ર વિગ્રહનો આ વીકટ રાહ આપણે એના તમામ જોખમો સમેત સ્વીકારીએ છીએ. કારણ કે માનવંત સમાધાન માટે અવકાશ હવે રહ્યો નથી છતાંયે અમને શાંતિની ઝંખના છે. જે લોકો એ માર્ગ અપનાવવા તૈયાર છે. તેમના તરફ આપણો બંધુત્વનો બાહુ લંબાવવાને હરદમ તૈયાર છીએ પણ એ બાહુની પાછળ જે દેહ ઉભો છે તે અન્યાયને કદી પણ નમશે નહીં અને એ દેહમાં વિહાર કરતું મુક્ત માનસ અગત્યના એક પણ મુદ્દા ઉપર નમતું આપવા તઇયાર નથી.

# ક્રાન્તિને નોતરતાં પુસ્તકો

## દેશદાઝવાળા દરેક મનુષ્યે અવશ્ય વાંચવાં જોઈએ

| | |
|---|---|
| વીરની હાકલ યાને વીર વલ્લભભાઈની રણગર્જનાઓ | ૦-૧૨-૦ |
| ઇર્લાંડનો મુક્તિયજ્ઞ | ૦-૬-૦ |
| ક્રાન્તિ (પિટર ક્રોપોટકિન કૃત) | ૦-૬-૦ |
| કલકત્તાનો કારાયુગ | ૧-૪-૦ |
| અમેરીકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ | ૦-૪-૦ |
| જંજીરને ઝણકારે | ૧-૪-૦ |
| પંજાબનું પ્રચંડ કાવત્રું | ૧-૮-૦ |
| તાતી તલ્વાર (શૌર્ય રસથી ભરપૂર) | ૧-૪-૦ |
| કારાવાસની કહાણી (અરવિંદ ઘોષ) | ૦-૧૨-૦ |
| બોમ્બયુગનું બંગાળા | ૧-૦-૦ |
| તુટેલાં બંધન (કવિવર ટાગોર કૃત) | ૦-૮-૦ |
| નૈવેદ્ય (કવિવર ટાગોર કૃત) | ૦-૮-૦ |
| સરદારની રણહાક | ૦-૩-૦ |

## સી. જમનાદાસની કંપની

બુકસેલર્સ અને પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ, નં. ૨

The Surya Praksh Press:-Ahmedabad.